# શાન્તિનો માર્ગ

અથવા

# પ્રેમનું પ્રાયશ્ચિત



પુરુષોત્તમ વિ. માવજી

# શાન્તિનો માર્ગ

અથવા

# પ્રેમનું પ્રાયશ્ચિત.

એક ઐતિહાસિક નવલકથા

( સચિત્ર )



કર્તા:—

રાજ્યરત્ન પુરૂષોત્તમ વિશ્રામ માવજી

જે. પી. એમ. આર. એ. એસ.

રઘુવીરસિંહ, સુરસાગરની સુંદરી, શિવાજીનો વાઘનખ, [illegible],
સંધ્યા વજ્રાઘાત વિગેરેના કર્તા

વિક્રમાર્ક ૧૯૮૧ ] [ ઇ. સ. ૧૯૨૫

કિંમત રૂ ૧-૦-૦

છપાવનાર —
શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી જે. પી.
ઠે૦ વાલકેશ્વર,—મુંબઈ.

છાપનાર —
મૂળચંદ કિસનદાસ કાપડીઆ 'જૈન વિજય' પ્રી. પ્રેસ,
ખપાટીઆ ચકલા—સુરત

# અનુક્રમણિકા.





# ચિત્રોની અનુક્રમણિકા









દરોડાખોર.

# શાન્તિનો માર્ગ

અથવા

# પ્રેમનું પ્રાયશ્ચિત્ત

## એક ઐતિહાસિક નવલકથા



## પ્રકરણ ૧લું

## કથામુખ



The worldly hope men set their Hearts upon
Turns Ashes-or it prospers, and anon,
Like snow upon the Desert's dusty Face,
Lighting a little hour or two is gone '
" Think, in this batter'd Caravanserai
Whose Portals are alternate Night and Day,
*How Sultan after Sultan with his Pomp*
Abode his destin'd Hour and went his way "
" They say the Lion and the Lizard keep
The Courts where Jamshyd gloried and drank deep,
And Bahram that great Hunter-the Wild Ass
Stamps o'er his Head, but cannot break his Sleep "
( Omar Khayyam )





ભારતવર્ષ—અસ્ત પામેલા રાજ્યો, અદૃશ્ય થયેલા ઉત્કર્ષ અને વિસ્મૃત થયેલા કર્તવ્યનુ સ્થાન છે બ્રાહ્મ, બૌદ્ધ, દ્રવીડીયન, આર્યન, મહોમેડન અને મોગલ, મહાવલીપુરમ, ઉજ્જેન, પ્રાગ, અણહિલવાડ પાટણ, વલ્લભિપુર, ગયા, કાન્ય કુબ્જ, પાટલીપુત્ર, દિલ્હી, ગુલબર્ગા, બિજાપુર અને વિજયા નગર—આ સર્વનો ઉદય થયો હતો ને હાલ અસ્ત પણ થયો છે પૂર્વ અને પશ્ચિમના આશ્ચર્યકારક સમાનથી જયા માજરી આંખા-વાળા એંગ્લો-સૅક્સનની સત્તા કેપ કેમોરીનથી પેશાવર અને એડનથી યુનાન સુધી પથરાયલી છે તેમા આ સર્વની નિશાનીઓ માત્ર જળવાઇ રહેલી દેખાય છે

ધ્વસ થયેલી પૂર્વકાલિન જાહોજલાલીના ઘણા ચિત્તાકર્ષક અવશેષ, વિજયાનગર અને બિજાપુરના ખડેરો શબરૂપે અદ્યાપિ દશ્યમાન છે વિકટ પ્રયાસની અસ્થિરતા, વિકારશીલતા, રાજકીય વૈભવની અસ્થાયી-ક્ષણિક શક્તિ, તેમ જ પોતાના સામ્રાજ્યના પ્રસારમા માથુ ઘાલતા માનવીઓના પ્રયત્નોના ચિન્હો સુદ્ધા ભુશી નાખવાના કુદરતના દુરાગ્રહી, હઠીલા પ્રયાસના શોકજનક, દુ ખપ્રદ સાક્ષીરૂપ બનેલા આ ખડેરો, દખણની કિનારીપર અદરના પ્રદેશમા પડેલા છે માઇલોના માઇલો સુધી ઘણા વ્હોળા વિસ્તારમા હાલ હેમ્પી નામે ઓળખાતા પ્રસિદ્ધિ પામેલા વિજયાનગર શહેરના ખડેરો, પ્રેક્ષકના મનમા આ વિખ્યાત પ્રાચીન શહેર વધારે વિસ્તારમા હોવાનુ ચિત્ર ખડુ કરે છે, અને સૂર્યવશી મહારાજાઓની જાહોજલાલીનો સૂર્ય

મધ્યાન્હે તપતો હતો તે વખતના તેમના વૈભવનો દિનમાન સ્વપ્નવત થયો એમ કલ્પના ઉદ્દ્ભવ થાય છે

ઘણી સદીઓ અગાઉ **વિજયાનગરની** આબાદી સમયે તેના ભૂપતિઓ તે વખતે દખણમા ઉગતી, જડ ઘાલતી મુસલમાન સત્તાના કટ્ટા શત્રુઓ હતા ચઢાઇ લાવનારાઓપરનો બચાવ કરનારાઓનો, જોર જુલમથી ઘુસનારાઓપરનો, ભોક્તા સ્વામીનો, ઉત્સાહી એક ઇશ્વર–અલ્લા–વાદીપરનો તત્ત્વવેત્તા અદ્વૈતવાદીનો અને એવા એવા એક જાતિની સામે બીજીને ઉશ્કેરનારા પ્રત્યેક કારણોથી બનેલો, ઐહિક ચાલતો આવેલો ધિક્કાર, વિજયાનગરના હિંદુ મહારાજાઓમા અનહદ ધર્માંધપણાથી ટોચે પ્હોચતો પ્રજ્વલી રહ્યો હતો

આપણી આ કથાનો પ્રસગ છ સૈકા પૂર્વે બનેલો છે તે બનાવ પદરમી સદીમા થયો હતો જ્યારે વિજયાનગરના મહારાજાને પોતાની એકની એક પ્રાણથી પણ અધિક વ્હાલી પુત્રીના, ધિક્કારપાત્ર જાતિના એક પુરૂષ સાથે નાશી જવાના સમાચાર મળ્યા ત્યારે તેને કેટલો ક્રોધ વ્યાપ્યો હશે! તેના મનની શી સ્થિતિ થઈ હશે! દુ ખ સાથે ક્રોધાગ્નિ–દ્વેષાગ્નિની જ્વાળા રગેરગ કેવી પ્રકટી નીકળી હશે! પ્રિય વાચનાર! એ સ્થિતિની કલ્પના કરવાનુ તને જ સોપુ છુ

આ સમયે વિજયાનગર રાજ્યની સરહદપર બિજાપુરના ઉગતા મુસલમાની રાજ્યનો પ્રકાશ દેખાવા લાગ્યો હતો તે રાજ્ય ભય ઉપજાવે એવુ સત્તાવાન્ થયુ નહોતુ, તથાપિ પોતા તરફ બીજા રાજ્યોને માનની દૃષ્ટિએ જોવડાવે એટલુ બલિષ્ટ થયુ હતુ. જોકે સધિ થવાથી વિજયાનગર અને બિજાપુર

રાજ્યોવચ્ચે સુલેહ શાંતિ જળવાઈ રહી હતી તોપણ ઉભય રાજ્યોની સરહદપર અમલદારો બારીક તપાસ સાથે સખત ચોકી કરી રહ્યા હતા ઉપરથી બન્ને રાજ્યોવચ્ચે સલાહ દેખાતી હતી પણ અંદરખાનેથી તો ઉભયમા એકમેક તરફ તિરસ્કાર સાથે દ્વેષાગ્નિ પ્રજ્વલી રહ્યો હતો આ સુલેહ શાંતિ કાંઈ ખરા મનની નહોતી પણ તે રાજનીતિની અને મતલબની હતી લુટારાઓ, ધાડપાડુઓ ઉભયની હદમાથી આટલો સખત ચોકી પહેરો છતા એક બીજાની હદમા વારવાર ઘુસી જઈ સરહદપર આવેલા મુલકપર દરોડો પાડી, લુટી પાયમાલ કરતા ઉભય રાજ્યોના રાજ્યકર્ત્તાઓ બ્હારથી દરોડાઓપર પોતાનો ધિક્કાર બતાવતા પણ અંદરખાનેથી તેમને ઉશ્કેરી છુપી મદદ કરતા અને કોઇ કોઇ વખત લુટમાથી ભાગ પણ મેળવતા તોપણ કોઈ હિંદુ લુટારો મુસલમાનના હાથમા સપડાતો તો વિજયાનગરના રાજ્ય તરફથી તેને વ્હાર મળતી નહી, તેમ જ કોઇ પણ મુસલમાન લુટારો હિન્દુઓના હાથમા આવ્યો તો બિજાપુર તરફથી તેને પણ સહાય મળતી નહી

આવા પ્રખ્યાત મુસલમાન લુટારાઓમા આપણી કથાનો નાયક યુસફખાન પઠાણ એક હતો તેનુ કાંઇ થોડુ અભિજ્ઞાન કરાવી, આપણી કથા આગળ ચલાવીશુ

યુસફખાન પઠાણ ડેહરાખેલ ટોળામાનો હતો તે દિલ્હીના પાદશાહની અંગરક્ષક ટુકડીનો સરદાર હતો એક વખત વાતમા ને વાતમા છેડાઇને પાદશાહના મહેલની હદમા જ પોતાના પ્રતિસ્પર્ધીને છાતીમા ખંજર ભોકી તેનુ ખૂન કર્યું આ કૃત્યથી પાદશાહ તેના ઉપર ક્રોધે ભરાયો પરન્તુ તેની આગલી ચાકરી

ધ્યાનમા લઇ દેહાન્તદડની શિક્ષા ન કરતા દેશનિકાલ કર્યો આ પછી તે દખણુમા આવ્યો અને બિજાપુરની હદમા વાસો કરી પોતા જેવા જ માણસો એકઠા કરી આશરે પાચસોએક સ્વારોની ટુકડી બનાવી વિજયાનગરની સરહદમા વારવાર ઘુસી દરોડા પાડવા લાગ્યો, અને તે સુપ્રસિદ્ધ લુટારા તરીકે ઓળખાવા લાગ્યો બિજાપુર તરફથી તેને તેના કાર્યમા છુપી મદદ મળતી તેથી તેનુ જોર વધતુ ચાલ્યુ તે ઉચો, મજબુત બાધાનો, દેખાવડો અને બહાદુર ઘોડેસ્વાર હતો, તેમ જ તે અતિ વિષયી પણુ હતો યુસુફ ઘણી સુદર કુમારીકાઓના સ્વપ્નનો, માનસ-સૃષ્ટિનો અધિષ્ઠાતા દેવ હતો કુદરત, હમેશા થાપ આપનાર વિધાતાએ, આપણી કથાની નાયિકા–વિજયાનગરનુ ગુલાબ, વિજયાનગરના મહારાજાની અતિ મનોહર કુવરી મલમ્બાને તેના જીવનના ચક્રમા મેળવી

યુસુફની આટલી ઓળખ આપી ઉપલો પ્રકાર કેમ બન્યો અને તેનુ શુ વિપરીત પરિણામ આવ્યુ તે જાણુવા પ્રિય વાચનાર! આપણી કથામા આગળ વધો જા

---

## પ્રકરણ ૨જુ

### દરોડાખોર



તુંગભદ્રા નદીથી લીલાછમ બનેલા, મનોહર ટેકરા-ટેકરીઓવાળા અનેક રગબેરગી વૃક્ષઘટાઓથી આચ્છાદિત થયેલા સુદર રમ્ય પ્રદેશમા મ્હોટા મ્હોટા ઘાડા વનો આવી રહ્યા હતા તે પ્રદેશનો દેખાવ અતિ

ચિત્તાકર્ષક હતો ત્યા હિંદુઓ અને મુસલમાનો વચ્ચે એકબીજાની સરહદોના વાંધા માટે વખતો વખત ભયંકર યુદ્ધો થતા હતા

આપણી વાર્તાનુ આ મુખ્ય સ્થળ હતુ અને એ બનાવ પંદરમા સૈકાના ઉત્તરાર્ધ સમયના વિજયાનગરના મહારાજા વિરૂપાક્ષના અમલમા બન્યો હતો વિરૂપાક્ષ નબળા મનનો, ક્રૂર, જુલ્મી અને વિષયી હતો મદ્યપાન અને સ્ત્રીઓના મોહ પાશમા લીન થઈ રહેતો આથી રાજ્યમા અવ્યવસ્થા પ્રસરી રહી હતી ન્યાયના બંધ ઢીલા થયા અને અમીર ઉમરાવો, સરદારો, જાગીરદારો, અભિમાની, જુલ્મી અને જોહુકમી દોરવાળા થઈ ગયા હતા જ્યા ત્યા બેગદશાહી નજરે પડતી હતી પણ પાટનગરમા વિલાસી મહારાજાને ત્યા કાઇપણ અસર જણાતી નહોતી ત્યા તો જેવી ને તેવી જ જાહોજલાલી અને વૈભવ દેખાતા હતા વિજયાનગરના રાજ્યની લગામ સંપૂર્ણપણે નરસિંહ પ્રધાનના હાથમા સોંપાઇ હતી આ પ્રધાન પોતાની બાહોશીથી અને સત્તાના ધાકથી સર્વ જુલ્મી સરદારો વગેરેને નમ્ર બનાવી રાજ્યશાંતિ જાળવી રાખવામા ફતેહમંદ નીવડ્યો હતો મહારાજા તો સર્વ રાજ્યકારભાર પ્રધાનને સોંપી મોજ શોખમા દિવસ ગુજારતા હતા નિરંકુશ સત્તા મળવાથી પ્રધાન ધારે તે કરી શકતો હતો તેની સત્તા એટલી બધી વધી ગઇ હતી, અને મહારાજા પાસે એનુ વજન એટલુ બધુ પડતુ કે મહારાજાને સમજાવી તેની લાડકવાઈ એકની એક લાવણ્યમયી કુમારી મલમ્બાનો વિવાહ પોતાના જ્યેષ્ઠપુત્ર તીરૂમલ્લ સાથે કર્યો હતો રાજપ્રકરણના ઇતિહાસની નોંધ હાલ તો આટલી જ આપીશુ

આ પ્રકરણની શરૂઆતમા જણાવેલા અરણ્યો માહેલા એક અતિ રમ્ય અરણ્ય ઉપર સૂર્યાસ્ત થતો હતો ઉભા પાતળા સોટા જેવા, ટૂંકી ડાળીઓવાળા, વિસ્તારમા પથરાયલા મ્હોળા પાદડા વાળા સેંકડો સાગો, ચન્દનવૃક્ષ, શીસમના ઝાડો–આ સર્વએ કદાચ પૂર્વે આર્યોના સૈન્યની દક્ષિણ હિંદુસ્તાનમા થયેલી કુચો જોઈ હશે, તોપણ તેઓ અત્યારે અતિ મનોહર ગાલીચાનુ રૂપ ધરતી રમ્ય ઘાસથી ભરાયલી જમીનપર પોતાના ગાઢા ગાઢાવાળા હાથો (શાખાઓ) પ્રસારી રહ્યા હતા એક સ્થળે ન્હાના ન્હાના અનેક તરેહના ઝાડો, ઝાખરાઓ તથા વેલાઓથી એક બીજા સામે ન વિધિ શકાય એવી રીતે જોડાઈ જઇ ઘાડી ઘટાનુ રૂપ અર્પતા કે અસ્ત થતા સૂર્યના સુવર્ણમય કિરણોને પોતામા પ્રવેશ થવા દેતા ન્હોતા તો બીજે સ્થળે વળી તેઓ એક બીજાથી ડરી પાછા હઠતા હોય તેમ દૂર દૂર છુટા છુટા આવી, મ્હોટી લાંબી શ્રેણિવાળા ઘાડી કુંજો બની પ્રેક્ષકના ચક્ષુઓને સૃષ્ટિસૌન્દર્યતાની આશ્ચર્યતાથી ભરી દેતા અહીં સૂર્યના રક્તવર્ણ કિરણો કુદરતની સર્વ વસ્તુને સુવર્ણમયી બનાવતા તુટેલો વિવર્ણ પ્રકાશ ફેંકતા હતા તે પ્રકાશ વૃક્ષોના લીલવાળા થડોપર તથા આમતેમ સ્વચ્છંદે પથરાયલી ડાળીયોપર રમતો પડતો હતો, અને અહીં તહીં ન્હાના ન્હાના રોપાઓવાળી ધરતીપર જ્યા તેના પ્રકાશનો પ્રવેશ થઇ શકતો તે જમીનના ટુકડાને ઝગઝગતો તેજોમય બનાવી મુકતો અરણ્યની મધ્યોમધ્ય એ ખુલ્લા મેદાનનો પ્રદેશ આવ્યો હતો આ ભાગમા કોઇકોઈ સ્થાને મ્હોટા મ્હોટા રાક્ષસી કદના ભયાનક કાળા ખડબચડા પથ્થરો કોઇ આડા તો કોઈ ઉભા પથરાયલા પડ્યા હતા આ પથરાઓ

વચ્ચે થઈને એક ન્હાનુ નિર્મળ જળનું નાળુ રમતીયાળપણે વ્હેતુ હતુ પોતાના માર્ગને રોકતા પથ્થરો વચ્ચે પડવાથી સીધો માર્ગ ત્યજી તેની બાજુમાથી અથવા તો જે સ્થળથી પોતાનુ બળ ફાવ્યુ ત્યા એક પથ્થરને ઘેરી લેતુ હોય તે પ્રમાણે તેની ચોપાસ ફરી વળી પાણી આગળ માર્ગ કાપતુ

આ સૃષ્ટિસૌન્દર્યને સપૂર્ણ કરવાને આ અરણ્યમા બે માનવીઓ પણ નજરે પડતા હતા વળી એક મેઢાઓનુ ટોળુ ઉપલા વિસ્તીર્ણ મેદાનમા સ્વચ્છદે ચરતુ હતુ તે માનવીઓના શરીર કાળા ને દેખાવ જગલી અને ગામડીઆ જેવો હતો વસ્ત્રમા માત્ર એક એક લગોટી તથા કાળી કામળી અને હાથમા જાડી ડાગો હતી તેઓ એક મ્હોટા ખડકપર બેસી આનદથી વાર્ત્તાલાપમા ગુથાયા હતા વચવચમા ગામડીયા દુહા લલકારતા અગર એકાદ ઘેટુ લાબે નીકળી જતુ તો તૃહા! તૃહા! કરી તેને પાછુ બોલાવતા

વાતોમા ને વાતોમા વખત કેટલો થયો તેનુ ભાન રહ્યુ નહી સૂર્યાસ્ત થતો જોઇ ચમકી ઉઠી એકજણ અતે બોલ્યો "અલ્યા! ચાલ, ચાલ, જલદી કર! હવે જલદીથી ઘર તરફનો રસ્તો લઇએ!" એમ કહી તેઓ બે નીચે ઉતર્યા અને "ટુરરા, હો, હો, ટુરૂરર, હોહો, તૃહા, તૃહા!" વગેરે ઉચ્ચાર કરી મેઢાને એકત્ર કરવા લાગ્યા મેઢાઓએ પણ પોતાના રખેવાળોનો અવાજ સાભળી "બેએ, બેએ!" કરતા ઉત્તર વાળ્યો પરતુ સ્વાદિષ્ટ ઘાસ અને અનેક જાતના પાદડાઓ ખાઇખાઇને પુષ્ટ બનેલા મેઢાઓ જાણે હજુ ધરાયા ન હોય અથવા તો સુદર

નાળાની ભીનાશવાળા કિનારાપરની માટીમા લોટવામા રખેવાળનો અવાજ ન સાભળ્યો હોય તેમ તે જગ્યાને ત્યજવા ઉતાવળ કરતા જણાયા નહી આ જોઇ કટાળતો એક ભરવાડ બોલી ઉઠયો "મામા, આપ હુજો આ ટોળાપર! જોને કેવા આળસુ છે! જરૂર આજે ગત પડતા પડેલા તેમાના કેટલાકને બે પગવાળા વરુ ઉપાડી જશે! 'ચુ, ચુ, ચુ, મોતી " એવો મ્હોઢેથી સાદ કરતા મ્હોટો જગલી દેખાતો શિકારી કુતરો દોડતો દોડતો તેની પાસે આવી પ્હોચ્યો તેને ગણુએ બધા મેઢાને એકત્ર કરવાની નિશાની કરી નિશાની સમજતો હોય તેમ તે મેઢાના ટોળામા કુદ્યો પણ કા તો ભરવાડની કરેલી નિશાની ઉલટી સમજ્યો હોય કે કા તો પોતાની ફરજ બરોબર સમજવામા ચુક કરતો હોય અગર કાઇ વૈરભાવ હોય-ગમે તે હો પણ મેઢા એકઠા કરવાને બદલે તે ટોળાની વચ્ચે કુદી તેણે તેમને વિખેરી નાખ્યા આથી છેડાઈ ગણુ બોલ્યો, "વરૂનો કોળીઓ થાય રે તુ મોતીયા, આ શુ ડાટ વાળ્યો? ત્મા! હવે ચાલ જલદી કર, આળસ મુક, અને ડગોરા લઈ આપણે જ તેમને એકઠા કરીએ ચાલ ઝટ કર મ્હો સામુ શુ જુવે છે! આળસુ તે આળસુ જ રહ્યા ચાલ વ્હેલો થા! રાવસાહેબની માફક શુ ઉઠે છે!"

રામો—"હા, ભાઈ હા ઉતાવળ શુ કરે છે? હુ તો આથી કટાળ્યો હુ ધારૂ છુ કે ચાલ આપણે મોતીને બોલાવી લઇએ અને આ જગલી ટોળાને તેમના નસીબને સોપી દઇએ જોઇએ તે તેમનુ થાઓ! આજે તો હુ થાકીને લોથ થઈ ગયો છુ જોઇએ તો તેમને મુસાફરી કરતા ગીપાઇઓ, કે જોઇએ તો રખડતા ચોરો કે પછી લુટારાઓ મળો કે ગમે તેવા ત્રાસ પામો!

૧૨૨૧૩



સમજવ, તેઓ આપણા હાલ હવાલ કરી નાખશે તોફાન જરૂર થોડા વખતમા તુટી પડશે તને તા બધી રમત જ સુઝે છે ચાલ હવે પગ ઉપાડ-મ્હોટો વાતોડીઓ! હવે તો જલદીથી ઘેર પહોચવુ જોઇએ'

રામાને પણ તેનુ કહેવુ ખરૂ લાગ્યુ તેઓ પોતાની ડાંગ તથા બન્ને કાગી ધામણી સહિત ઉતાવળે પગ ઉપાડવા લાગ્યા અને મોતી કુતરાની મદદથી મેઢાને પણ જલદી ચલાવવા લાગ્યા

ઝડપથી ચાલતા હતા છતા સ્વારો વધુને વધુ નજીકમા આવતા લાગ્યા ને તેમણે થોડા વખતમા તેમને પકડી પાડ્યા

તેઓ આશરે વીસ જણા હતા તેમના પહેરવેશપરથી લશ્કરી હિંદુસ્તાની મુસલમાનો જેવા દેખાતા હતા આગેવાન જેવા દેખાતા સ્વારે જોરથી ઘાડા સ્વરે પુછ્યુ "ઉભા રહો! વિજયાનગર કેટલુ દૂર છે? ભવાનીનુ મંદિર કેટલુ લાંબે છે?"

રામાએ ધ્રુજતા ધ્રુજતા હાથ જોડી જવાબ આપ્યો "સાહેબ વિજયાનગર હજુ પંદરેક કોસ દૂર છે, અને ભવાનીનુ મંદિર માત્ર પાચ છ કોસ ઉપર જમણી બાજુએ આવ્યુ'

પેલા સ્વારે પોતાના સાથી તરફ ફરીને હિંદુસ્થાની ભાષામા વાત કરી "શેરખાન! સવારથી આપણને કાંઈ પણ ખાવાનુ મળ્યુ નથી અત્યારે ઠીક શિકાર અનાયાસે મળ્યો છે આ સ્થાન પણ રાત્રીનો વિશ્રામ લેવા જેવુ છે જગ્યા જરા ખુલ્લી છે પાણીનો ઝરો પણ છે હજુ આપણી ટોળી પણ આવી પહોચી નથી સરદાર સાહેબ આવી પહોચે તે પહેલા તેમને

માટે સર્વ વ્યવસ્થા કરી રાખીએ આ લોકોને દમ ભીડાવી કેટ-લાક મેંઢા ખુચાવી લઇએ”

શેરખાન–“બરોબર છે મહમદખાન, મ્હારો પણ એ જ વિચાર છે જો એ લોકો સીધે સીધા ન માને તો બળજોરીથી પણ મેંઢા લેવા અલ્લાતાલાની મહેરબાનીથી ખોરાક તો ઠીક મળશે” એમ કહી તેણે આ ગરીબ બીચારા નિરપરાધી ભરવાડો પર દમ ચલાવવા માંડયો

તેઓ આ સ્વારોની મતલબ સમજી ગયા તેમને નરમ પડતા જોઈ મીયા સાહેબે વધારે રોફ ચલાવ્યો, ને વધારે જોર અજમાવવા લાગ્યા મેંઢાઓ સોપી દઇ મુગા મુગા ચાલી જવા હુકમ કર્યો પોતાના પેટપર પાટુ પડતુ જોઇ ભરવાડોનુ લોહી અતે ઉકળી આવ્યુ જેનાપર પોતાનો નિર્વાહ, તે જવાથી ભુખે મરી જવાનુ! તેનાથી મરવુ બ્હેતર સમજી તુદમીજાસી મીયા મહમદખાનપર છેડાઇ ડાગ લઇ બન્ને જણ કુદી પડ્યા મહમદ ચેતી પાછો હઠી ગયો અને વીસે સ્વારોએ તલવાર ખેંચી તેમને ઘેરી લીધા ભરવાડો ડાગો ફેરવતા વચમા ઘુમવા લાગ્યા અને સ્વારોને પોતાની નજીકમા આવવા દીધા નહી બે ત્રણ સ્વારોને પાડયા પણ ખરા મારામારી સખત ચાલી એક પાસ બે ને સામે વીસ જણા! તો પણ વીસજણને ખુબ હ ફાવ્યા અતે શેરખાને બદુકો છોડવા હુકમ કર્યો આ ગરીબ ભરવાડો ગોળીઓથી વીંધાઇ જમીનપર પડ્યા તેમનાપર શુકતા સ્વારો વરૂઓ અથવા વાઘ પેઠે ગરીબ, નિરાધાર મેંઢાના ટોળા વચ્ચે કુદી પડયા અને યથેચ્છ તેમનો નાશ કરવા લાગ્યા એટલામા પાછળ રહેલી ટોળી પણ આવી પ્હોચી શેરખાને પોતાના

સરદારને સર્વ બનાવથી વાકેફ કર્યો ને ખોરાકની પણ તૈયારી કરી રાખી હતી તે સમાચાર પણ વિદિત કર્યા

સરદારે તેની હુશીયારી માટે શાબાશી આપી ને તે જ સ્થળે મુકામ કરવા હુકમ આપ્યો ઘોડાપરથી ઉતરી નાળાની બાજુમા સરદાર માટે તબુ ઉભો કર્યો રાત્રી તો પડી ગઇ હતી મશાલો સળગાવી કોઈ ઘોડાને ઘાસપાણી આપવામા તો કોઇ ખાવાનુ પકાવામા તો કોઇ વિશ્રામ લેવાની તૈયારી કરવામા ગુથાવા લાગ્યા નિશાપતિ પણ આ સમયે પોતાનો મદ પ્રકાશ ફેલાવતો હતો

નાળાના કિનારાપર ચદ્રના મદ પડતા ઉજાસમા આ ટોળીનો સરદાર વાર્તાવિનોદ કરતો બેઠો હતો તેવામા શેરખાન બોલી ઉઠયા

“ આ વખતે બહુ જ હીમ્મતભરેલી ધાડ મારવા નીકળેલા છીએ કાફરોની રાજધાની નજીક પ્રખ્યાત બળભદ્ર–હનુમાનના મદિરપર હલ્લો લઈ જવો એ કાઇ ન્હાનુ સુનુ કાર્ય નથી યાર! આપણે હિમ્મત તો ખુબ ચલાવી છે અતિશય જબરૂ જોખમ ખેડયુ છે.”

તેના સરદારે ઉત્તર આપ્યો, “ જોખમ તો ખરૂ! પણ એવા જોખમ વગર અઢળક દ્રવ્ય પણ ક્યાથી મળે! તે દેવાલયમા ઘણુ અખુટ દ્રવ્ય છે એથી લલચાઈ આ ધાડ પાડવાનો ઠરાવ કરી આપણે નીકળ્યા છીએ આપણે પેલા ચોકીદારોને કેવા છેતરી અંદર ઘુસી આવ્યા, હે ?” આ વખતે હામ જબરી ભીડી છે! આવા મ્હોટા શહેરની નજીકમા દરોડો પાડવો એ

કાઇ નોંદલ નથી મહિના ચોકીદારો ગફલતમા હશે તો હાથ મારવાની મજાહ ઠીક પડશે, કેમ ખરૂ કની!"

એટલામા મહુમદખાન બોલ્યો "મ્હારી કલ્પના કાઇ ઓરજ દોડે છ જો ફરમાવો તો કહુ" સરદારની રજા મળવાથી તેણે આગળ ચલાવ્યુ "મ્હારી સૂચના એવી છે કે જ્યારે આપણે આટલે સુધી આવ્યા તો કાઇ યુક્તિ પ્રયુક્તિ વાપરી, જે શેહેર વિષે આપણે ઘણુ સાભળ્યુ છે તે કા ન જોઇએ? શેહેર જોઇ આવ્યા બાદ બળભદ્રના મદિરપર હલ્લો લઇ જઇશુ જોવાને આવો લાગ ફરીને મળવાનો નથી"

તેના સરદારે વિચાર કરતા જવાબ આપ્યો 'મહમદ ખાનના વિચાર પણ નેક છે ખરે જ વિજયાનગર જેવુ શહેર આટલે આટલે આવીને જોવુ એ ઠીક નહી પણ શહેરમા જવુ શી રીતે!' અતે બહુ વિચાર કર્યા પછી કાઈ માર્ગ સુઝ્યો હોય તેમ બોલ્યો, 'વિજયાનગર જવુ એ તો નિ સદેહ મને ત્યા જવામાટે એક યુક્તિ સુઝી છે હુ દિલ્હીના બાદશાહનો દફેદાર હતો તે તમે જાણો છો બાદશાહનો મ્હારીપર અપ્રતિમ સ્નેહ હોવાથી પોતાની મ્હોર છાપવાળો પરવાનો મને આપ્યો હતો દિલ્હીથી નીકળતી વખતે છુપાવી તે મ્હારી સાથે લાવ્યો છુ તે પરવાનામા લખ્યુ છે કે હુ સર્વ સત્તાવાન મહાન પાદશાહ આલમનો વિશ્વાસપાત્ર નોકર છુ અને જ્યા જાઉં ત્યા મને મ્હારા દરજ્જા યોગ્ય માન આપવુ, નહી તો તેમના ઉપર પાદશાહી ગુસ્સો ત્રુટી પડશે તે પરવાનાનો અત્યારે ઉપયોગ કરવો વિજયાનગરના મહારાજા સમક્ષ મ્હારે દિલ્હીના એલચી તરીકે જાહેર થવુ અને મિજાપુરના રાજ્યે પોતાના પડોશી રાજ્યોની

હદ કેટલી દબાવી છે તે વિષે તપાસ કરવા તેમ વિજયાનગરે પણ પાદશાહી હદો કેટલી દબાવી છે તે વિષે તપાસ કરી નીકાલ કરવા મને મોકલ્યો છે, એમ પણ જાહેર કરવુ અને હુ આવુ છુ તેની ખબર આપવા શરુઆતે દસ સ્વારની ટુકડી સાથે આગળથી જવુ આપણે ત્યા પુર ઠાઠમાઠથી જવુ મહારાજાના મેમાન થઇ વિજયાનગરમા થોડા દિવસ મોજ ભોગવી પછી હનુમાનપર હલ્લો લઇ જવાનો ઇરાદો પૂર્ણ કરવો”

સર્વને આ યુક્તિ પસદ પડી આ વિષે માંહોમાહે વધારે વિવેચન કરી એ જ નિર્ણય કાયમ રાખી સર્વ છુટા પડ્યા

પ્રિય વાચનાર! આ સરદાર તથા આ ટોળી બાબતમા કાઇ ઉલ્લેખ કરી આ પ્રકરણ સમાપ્ત કરીશુ આ સરદાર બીજો કોઇ નહી પણ કથામુખમા જણાવેલા દિલ્હીથી દેશનિકાલ થયેલા પઠાણ—લુટારાનો ધધો કરનાર પ્રખ્યાત દરોડાબાર રુસ્તમખાન હતો

તે પોતાની બહાદુરીથી પોતાના વીણી કાઢેલા વિશ્વાસુ સો માણસો સાથે લઇ ઘાડા અરણ્યોમા માર્ગ કાઢી વિજયાનગરથી દસ માઇલ દૂર આવેલા સુપ્રસિદ્ધ બળભદ્ર–હનુમાનના મદિરની અખુટ દોલત લુટવાના ઇરાદાથી દરોડો પાડવા આવ્યો હતો શહેર જોવાની ઉત્કઠાએ મદિર લુટવાના તેના વિચારને તાત્કાલિક ફેરવ્યો અને હીમ્મતથી પોતાની યુક્તિમા મહારાજાના પરોણા થવામા ફતેહમદ થયો આ દરોડા પાડનાર લુટારાની ટોળીને લઇ વિજયા નગરમા દિલ્હીના એલચી તરીકે તે દાખલ થયો

---

## પ્રકરણ ૩ જુ

## દિલ્હીનો કૃત્રિમ એલચી

" The city of Bidjanagar is such that the pupil of the eye has never seen a place like it, and the ear of intelligenee has never been informed that there existed anything to equl it in the world "

Abdur Razzak, the Persian Ambassador
at the Court of Vijayanagar-Sewell



યુસફખાન વિજયાનગરમા દાખલ થયો તે વખતે શહેર જાહોજલાલીની ટોચે પ્હોચ્યુ હતુ આ સુપ્રસિદ્ધ વિજયાનગર ઇ સ ૧૧૫૦ ના સુમારમા વિજયધ્વજે તુગભદ્રા નદીના દક્ષિણ તીરે બધાવ્યુ, અને તે વિજયે બાધ્યુ તેથી વિજયાનગર તરીકે ઓળખાવા લાગ્યુ મુસલમાનો તેને બીજાનગરને નામે અને પોર્ટુગીઝ મુસાફરો બીસનાગ તથા ઈટાલીયન મુસાફર નીકોલો તેને બીઝેનગલીયા (Bizengalia) નામે ઓળખાવે છે તેના બીજા નામો વિદ્યાનગર, અનાગુડી અને હસ્તિનાવતી પણ છે તોપણ તે વિજયાનગરને નામે જ પ્રસિદ્ધિમા આવેલુ છે, અને આ મહાન હિંદુ રાજ્યનુ નામ પણ આ પાટનગરના નામપરથી જ 'વિજયાનગરનુ રાજ્ય' એમ પ્રસિદ્ધ થયુ હતુ

આ શહેરની આસપાસ મ્હોટા મ્હોટા રાક્ષસી ખડકો સાથે ન્હાની ન્હાની ટેકરીઓ આવેલી છે તે સમયમા આ શહેરને મજબુત સાત દીવાલોની કીલ્લેબંધી હતી શહેરનો ઘેરાવો આશરે સાઠેક માઇલનો હતો શહેરની રક્ષક દીવાલો મ્હોટા પથ્થરોની મજબુત બાંધણીની હતી તે ખીણોમા થઇ ચોપાસ માઇલો સુધી આ ઉચા નીચા પ્રદેશમા પથરાયલી હતી આ શહેર હિંદુસ્તાનમા તે વખતે સૌથી મ્હોટુ શહેર ગણાતુ હતુ, અને ત્યાના મહારાજાઓ ઘણા બળવાન અને સત્તાધીશ હતા કેપ કોમોરીનથી તે બે ગાળ સુધી અને આ તરફ ગુલબર્ગા (કુલબર્ગા)–કૃષ્ણા સુધી આ રાજ્યની હદ પથરાયલી હતી

દિલ્હીના એલચી આવ્યાના સમાચાર મહારાજાને પહોચતા તેણે મ્હોટા મ્હોટા સરદારો સાથે સારો રસાલો યુસફખાનને આવકાર આપવાને શહેરના દરવાજા પાસે મોકલાવ્યો શહેરમા સારા માનપાન સાથે તેને લાવ્યા અને સુશોભિત ભવ્ય મકાનમા તેને ઉતારો આપ્યો વિજયાનગરની અનન્ય શોભા જોઇને નવા આવનાર દિંડ મૂઢ જેવા બની ગયા

વિજયાનગર દક્ષિણનુ તાજ–હિંદુ મહીપતિઓનું મુખ્ય સ્થાન–તે સમયે પૂર્ણપણે પ્રકાશી રહ્યુ હતુ સાત કીલ્લેબંધીવાળા આ મહાન્ શહેરની પ્રથમ કીલ્લેબંધીના હેઠ સ્પૅટથી નૈઋત્યદિશામા બે કાનપર બે ટેકરીઓ વચ્ચે આવેલા દરવાજામાથી દાખલ થઇ યુસફખાન મનોરમ્ય બાગબગીચાઓ, ખેતરો અને મકાનો વચ્ચેથી પસાર થયો, ત્યા બીજી દીવાલ માર્ગ રોકી ઉભેલી જણાઇ. શહેરનો આ વિભાગ એટલો બધો ખીચોખીચ

વસેલો નહોતો અહીંથી શહેરની ઉત્તર બાજુની ત્રીજી દીવાલ પણ દેખાતી હતી બીજી દીવાલના દરવાજામાથી દાખલ થતા જ ગીચોગીચ ઘરોની હારો દેખાવા લાગી અને તેઓ ગીચ વસ્તીમા દાખલ થયા રસ્તો સીધો પ્હોળો હતો બેઉ બાજુમા દુકાનોની હારો આવી રહી હતી, અને તે છેક ત્રીજી અને ચોથી દીવાલના દરવાજાઓ સુધી લબાયલી હતી ચોથી દીવાલનો દરવાજો અતિ મજબુત અને ભવ્ય હતો તેની નજીકમા અમીર ઉમરાવોના મ્હોટા મ્હોટા ભવ્ય વિશાળ મકાનો આવી રહ્યા હતા પાચમી દીવાલની અદર પણ ઉંચી ઉંચી મનોહર હવેલીઓ આવી રહી હતી છઠી દીવાલ કમાલપુર તળાવના દક્ષિણ તીર આગળથી પસાર થતી હતી, અને સાતમી દીવાલની અદરનો ભાગ આશરે એક માઇલની પ્હોળાઇવાળો તથા સવા બે માઇલ લબાઇનો હતો તેમા મહારાજાના ભવ્ય મહેલ તથા સરકારી મકાનો હતા રાજમહેલને ઘેરેલી આ સાતમી કીલ્લેબધી શહેરની વચ્ચોવચ્ચ હતી પહેલી, બીજી અને ત્રીજી કીલ્લેબધી વચ્ચે, ખેતરો, બાગ, બગીચા અને બગલાઓ આવેલા હતા બીજી અને સાતમી કીલ્લેબધી વચ્ચે બજારો, ગીચોગીચ ઘરો, મ્હોટા મકાનો, હવેલીઓ, દુકાનો, સુદર દેવાલયો તથા અસખ્ય લોકોની મેદની દ્રષ્ટિએ પડતી હતી આ શહેરમા તે સમયે પચીશથી ત્રીશ લાખની વસ્તી ગણાતી હતી વસ્તી સર્વ આબાદ હતી, અને માયાળુ હિદુ રાજ્યના સારા ફળો ભોગવતી સુખી હતી મહારાજાના મહેલની નજીક ચાર બાજુ ચાર બજાર આવેલા હતા ઉત્તરે મહારાજાના મહેલનો મડપ આવેલો હતો, અને દરેક બજારપર સુદર ગચ્ચીવાળા

મ્હોટા ભવ્ય આરકાઓ આવેલા હતા બજારો ઘણા જ લાંબા અને પ્હોળા હતા ગુલાબના ફુલ જ્યા ત્યા વેચાતા હતા વિજયાનગરના રહેવાસીઓ ગુલાબનો ઘણો જ શોખ ધરાવતા હતા શહેરના સારા લસ્તાઓમા તથા રાજમહેલમા સાફ કરેલા ચળકતા લીસા કાળા પથ્થરો વચ્ચેથી પાણીની ન્હેરો વહેતી હતી

મહેલના મંડપની ડાબી બાજુએ અતિશય વિશાળ મહેલસમ દિવાનખાનુ (કચેરી) આવેલુ હતુ તેની સાંનિધ્ય એક મનુષ્યની ઉંચાઈવાળો ત્રીશ ગજ લાંબો અને દશ ગજ પ્હોળો ઓરડો હતો આ ઓરડામા દફતરખાનુ હતુ આ દિવાનખાનામા દિવાન સર્વ ન્યાય ચુકવતો હતો મહેલના ડાબા પડખામા ટંકશાળ અથવા ટંકશાળ આવેલી હતી દિવાન-ખાનાની સામે ભવ્ય અંબારખાનુ (હાથીઓનો તબેલો) આવેલુ હતુ તેમા મહારાજાના ખાસ મ્હોટા હસ્તીઓ રાખવામા આવતા હતા ટંકશાળ સામે દુર્ગરક્ષક સુબાનુ મકાન તથા બાર હજાર સીપાઈઓને રહેવાની જગ્યા હતી આ સીપાઈઓ મહેલની કીલ્લેબંધીનુ રક્ષણ કરતા હતા

શહેર તથા રાજભુવન વિષે આટલી માહિતી આપી દિલ્હીના કૃત્રિમ એલચી પઠાણ યુસફખાનનો હેતુ કેવી રીતે સિદ્ધ થયો તે પ્રતિ આપણુ લક્ષ દોડાવીએ

યુસફખાનને સારા માનમરતબા સાથે રાજશાહી મકાનમા ઉતારો આપી બાદશાહી રીતે પરોણાગત કરી, પાચ સાત દિવસ વીત્યાબાદ શુભ દિવસે દરબારમા સલામી માટે બોલાવ્યો

મહુમદખાન, શેરખાન તથા પચીશ માણસો સહિત સુંદર પોશાક સજી ઘોડેસ્વાર થઈ મહારાજાની સલામી માટે પુર ઠાઠમાઠથી તે દરબારમા જવા નીકળ્યો મહારાજાને નજર કરવાને કીમતી પોશાક, ચાર આરબી ઘોડા વગેરે અસબાબ લીધો

દરબારમા દાખલ થતા રત્નજડિત સિહાસનપર મહારાજાને બીરાજમાન થયેલા દીઠા સિહાસનની જમણી અને ડાબી બાજુએ સેકડો અમીર ઉમરાવો, સરદારો, શેઠીયાઓ વગેરે અર્ધચંદ્રાકારમા ગોઠવાઇ ઉભા હતા મહારાજાએ લીલા રગનો રેશમી બુટ્ટાદાર જામો પહેર્યો હતો ગળામા મ્હોટા મ્હોટા પાણીદાર મોતી તથા હીરામાણેકનો કંઠો શોભી રહ્યા હતો મસ્તકપર જરીયાન મદિલ અને શિરપેચ ધારણ કર્યા હતા મહારાજા શરીરે દેખાવડા, ઉચા તથા પાતળા હતા ચ્હેરાપર વ્યસનના સર્વ ચિન્હો સ્પષ્ટ થતા હતા કર્ણાટકી વારાગનાઓનો નાચ ચાલી રહ્યો હતો.

યુસુફખાનને સેનાપતિ પાસે જગ્યા આપી બાદશાહી ભેટ સ્વીકારી બાદશાહના કુશળ સમાચાર પુછી તેના આગમનનુ પ્રયોજન જાણી લીધુ અને પાનગુલાબ આપી પાચસો મહોરો, તથા એક રત્નખચિત સમશેર તેને વિદાયગીરીમા આપી

હવે અઠવાડીયામા મહારાજાની મુલાકાત યુસફખાનને બે વખત થવા લાગી યુસફખાને મીઠી જબાનથી સર્વનો પ્રેમ થોડા સમયમા મેળવી લીધા તથા તેની ચાલાકીથી મહારાજાના મનપર સારી અસર થવા માડી તે એટલે સુધી કે તેના માનમા વારવાર જલસા તથા શિકાર વગેરે થવા લાગ્યા. આપણો આ

લુટારો-દિલ્હીનો કૃત્રિમ એલચી વિજયાનગરની રાજશાહી મેમાનગીરીનો પૂર્ણ સ્વાદ ચાખવા લાગ્યો મહારાજા સાથે યુસફખાન એક વખત શિકારે ગયો હતો ત્યા વાઘનો ભોગ થતા મહારાજાને ચાલાકીથી તેણે બચાવ્યા આથી મહારાજાનો પ્રેમ તેના પ્રતિ અધિકાધિક વધતો ગયો, ને મુસલમાન તરફનો ધિક્કાર વિસરી જઈ તેની સાથે વધારે પ્રીતિથી તથા છુટથી વર્તવા લાગ્યા આવા વર્તનથી વિપરીત પરિણામ શુ આવ્યુ તે આપણે આગળ ઉપર જોઈશુ.

---

## પ્રકરણ ૪ થુ

### વિજયાદશમીની ધામધુમ



વિજયાનગરમા નવરાત્રિ અને વિજયાદશમીના ઉત્સવના દિવસોમા ભારે ધામધુમ થતી હતી યુસફખાનને આ ઉત્સવનો લાભ મળ્યો

મહારાજાના ફરમાનથી રાજ્યના સેનાધિપતિઓ, સુબાઓ, સરદારો, જાગીરદારો, ખડીયા રાજાઓ અને શ્રીમત લોકો રાજ્યના સર્વ વિભાગોમાથી આ નવરાત્રિના મહોત્સવમા ભાગ લેવા તથા મહારાજાને સલામી ભરવા વિજયાનગર આવતા આ સર્વ મડળ સાથે સુદર રીતે અલકૃત કરેલા એક હજાર હસ્તીઓ આવતા આ સુબાઓ મ્હોટા જાગીરદારો સરદારો

તથા મહાન્ પુરુષો અને પરગણામાથી આવેલા વિદ્વાન બ્રાહ્મણો મુકરર કરેલા સમયે રાજમહેલમા એકત્ર થતા

નવરાત્રિના છેલ્લા ત્રણ દિવસો—દુર્ગાષ્ટમી મહાનવમી અને વિજયાદશમી—મ્હોટા પર્વના દિવસો હોવાથી મ્હોટો ઉત્સવ પળાતો દુર્ગાષ્ટમીને દિવસે દુર્ગાપૂજા તથા ચડીસ્તવન, મહાનવમીને દિવસે આયુધપૂજા અને વિજયાદશમીને દિવસે શમીપૂજન, સીમોલ્લઘન—વગેરે ધર્મકાર્યો સારી ધામધુમથી ઉજવવામા આવતા

આ ત્રણ દિવસોના ઉત્સવ માટે વિસ્તીર્ણ જમીનને વિપુલ શૃગારથી અલકૃત કરવામા આવતી, અને તેમા સમુદ્રમા મોજાનો અદ્ભુત રીતે ભાન આપતા અલકૃત કરેલા હસ્તીઓના ટોળેટોળા એકત્ર કરી ઉભા કરવામા આવતા, તેમ ત્યા અસખ્ય લોકોનો સમૂહ થતો હતો કેટલેક સ્થાને ત્રણ મજલાના મડપ ઉભા કરવામા આવતા આ મડપોની નીચેથી મથાળા સુધી ઘણી જ આકૃતિઓ બ્હાર પાડેલી દૃષ્ટિએ પડતી આકૃતિઓ માનુષી કલ્પનાની બ્હાર નહોતી. છેક મનુષ્યથી લઈ દરેક જાતના પ્રાણીઓ, જીવજતુઓ, પક્ષીઓ આદિની આકૃતિ બનાવવામા આવતી આ મડપોની એવી ગોઠવણ કરવામા આવતી કે તેઓ ગોળ ગોળ ઝડપથી ફરતા અને દરેક બાજુએ દરેક પળે નવીન નવીન ઓરડાઓ, ચિત્રો દૃષ્ટિએ પાડી જોનારને અચબો પમાડતા આ સ્થળની નજીકમા જ નવમડપવાળો ઘણી જ સુદર કારીગીરીવાળો મહેલ હતો નવમા ખડમા મહારાજાનુ તખ્ત રાખવામા આવ્યુ હતુ મ્હેલ અને મડપના

વચગાળામા ગાનારાઓનો તથા કથા કહેનારાઓનો જમાવ કરવામા આવ્યો હતો

ગારૂડી લોકો આશ્ચર્ય ઉપજાવે એવા અસખ્ય ખેલો ભજવી બનાવતા કેળવાએલા ગજો ઘણી જ વિલક્ષણ રમતો કરી બતાવતા તખ્તની સામે પડદા અદર ચદ્રમુખી, નાજુક, જોનારના મનને હરી લે એવા સુન્દર પોશાકમા અલકૃત થયેલી નવયાવના નાયકાઓને બેસાડવામા આવતી મહારાજાના બિરાજમાન થયા પછી પડદો એકદમ ખસેડી નાખવામા આવતો અને વિજળીના ચમકારા માફક આ સુદર નાયકાઓ ચિત્તાકર્ષક ગતિથી અચિતિ બ્હાર આવી નૃત્યકળાથી સર્વના મન સતુષ્ટ કરી પોતા તરફ આકર્ષતી

*

આ ત્રણે દિવસો સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી—ઘણી જ ધામધુમ સાથે, વિવિધ રમતો—તરેહ તરેહની આતશબાજી વિગેરેથી અત્યત આનદમા પસાર થતા

મહારાજાનુ તખ્ત ઘણુ મ્હોટુ, સુવર્ણનુ અને રત્નજડિત હતુ તખ્તપર ચોરસ ગાદી હતી, અને તેની કિનારપર ઘણા જ પાણીદાર મોતીની ત્રણ હારો ગુથેલી હતી આ તખ્તપર ત્રણે દિવસો મહારાજા બેસતા જે ખડમા તખ્ત હતુ તે ખડ આખો સુવર્ણનો અને વચ્ચે વચ્ચે વેલબુટ્ટાની નકશીકામમા ઝળઝળાટ મારતા કીમતી જવેરાત જડેલો હતો—ખડ ઘણો જ ભવ્ય અને ભપકાવાળો હતો

વિજયાદશમીને દિને પ્રભાતમા મહારાજા આ મહેલમા આવતા, અને મહેલમા આવેલા દેવમદિરમા બ્રાહ્મણોસહિત

જ્યારે પ્રવેશ કરતા, ત્યારે બ્હારના મંડપમાં વારાંગનાઓ નૃત્ય કરતી હતી. ચોકની બ્હાર ઓટલાપર મ્હોટા મ્હોટા સરદારો, સુબાઓ તથા શ્રીમંત લોકો વગેરે ઉભા રહેતા. બ્હારના ચોગાનમાં ઘણી જ સુંદર રીતે શૃંગારેલા અગીયાર અશ્વ તથા તે પાછળ તેવી જ રીતે અલંકૃત કરેલા ચાર હસ્તી ઉભા રાખવામાં આવતા. મહારાજા પૂજા કરી એક બ્રાહ્મણ સાથે બ્હાર આવતા. તે બ્રાહ્મણના હાથમાં પૂજાના સાહિત્ય તથા ગુલાબની એક ટોપલી રહેતી. તેમાંથી મહારાજા ત્રણ મુઠી ભરી ગુલાબના ફુલો અશ્વોપર નાખી વિધિસહ અશ્વપૂજા કરતા. તે પછી હસ્તીની પૂજા થતી. પૂજા સમાપ્ત થયા પછી પાછા મંદિરમાં જઇ બેસતા ને તે વખતે તેમની સમક્ષ અઢીસો પાડા તથા ચાર હજાર પાંચસો બકરાઓનો વધ થતો. આ પહેલાના ત્રણ દિવસોએ દરરોજ એ જ વિધિએ ચોવીસ પાડા તથા દોઢસો બકરાઓનો વધ કરવામાં આવતો, અને દુર્ગાદેવીને તેનો ભોગ ચઢતો. તે પછી દુર્ગાની પૂજા કરી બ્હાર આવી સર્વની સલામો ઝીલી મ્હેલમાં જતા. મંદિરમાં તો નૃત્ય ચાલુ રાખવામાં આવતું.

મધ્યાન્હે મ્હોટો દરબાર ભરાતો. તેમાં દરેક સરદાર, સુબા આદિ મ્હોટા લોકો ભાગ લેતા. દરેક દરબારમાં યુસફખાન પણ ભાગ લેતો. દરબાર ભરવાની ક્રિયા પૂર્ણ થતા મ્હોટી સ્વારી નીકળતી. તે દિવસે મહારાજા પોતાના મ્હોટા સૈન્યનું અવલોકન (લશ્કરી તપાસ કરવી) કરતા. શહેર બ્હાર એક માઇલ છેટે મ્હોટા મેદાનમાં મહારાજાનો વિશાળ મખમલનો તંબુ ખડા કરવામાં આવતો. આ જગ્યાથી રાજમહેલ સુધી સરદારો પોતાની ટુકડીઓ સાથે માર્ગપર હારબંધ ઉભા રહેતા.

શીરસ્તા પ્રમાણે મહેલમાંથી મ્હોટા ઠાઠમાઠથી હાથી, ઘોડા, રથો, પાળાઓ, તીરંદાજો, તોપો વગેરે સાથે મ્હોટી વિજયાદશમીની સ્વારી નીકળતી. મહારાજા ભારે કીમતી ઝવેરાતોથી અલંકૃત થયેલા સુંદર અશ્વપર સુંદર આભૂષણો પહેરી બેઠા હતા. સ્વારી જોવા લોકોની ભારે ઠઠ થઈ રહી હતી ને મહારાજાનો અશ્વ પસાર થતી વખતે જયજયના નાદથી તે સ્થળ ગર્જી રહ્યું. મહારાજાના અશ્વપાસે સુવર્ણની રત્નજડીત પાલખીમાં કુળદેવતાની મૂર્ત્તિ હતી. સ્વારી સીમોલ્લંઘન કરી શમીપૂજન કરી, પાડાનો વધ કરી સૈન્યના અવલોકનાર્થ નિર્મિત કરેલા સ્થળે આવી પ્હોંચી. મહારાજા મૂર્તિ સહિત તંબુમાં દાખલ થયા, અને સિંહાસનારૂઢ થયા. સૈન્યનો કેટલોક ભાગ મહારાજા પાસેથી પસાર થઇ ગયો અને તેમના હર્ષનાદ વચ્ચે સ્વારી પાછી શહેર તરફ ફરી.

રાત્રિના આતસબાજી પુટવાની હતી. ઉત્સવ આટલેથી જ પૂર્ણ થવાનો નહોતો. પરંતુ બીજે દિવસ સાઠમારીની રમતો તથા કુસ્તીઓ, કૃત્રિમ લડાઇઓ વગેરેનો દિનક્રમ નક્કી થયેલો હતો. બીજા દીવસની રમત ગમતો જોવાને આખું શહેર ઉત્સાહથી હલમલી રહ્યું હતું. આ રમતો માટે શહેર બ્હાર ગોળાકાર ચોગાન તૈયાર કર્યો હતો. તેની આસપાસ ચૌદ ફીટ ઉંચાઇની જાળીઓ બાંધેલી હતી. એક તરફ મ્હોટા સરદારો, અમલદારો, દરબારીઓ સાથે મહારાજાએ બેઠક લીધી. બાજુનો ખંડ જનાનખાના માટે રાખ્યો હતો. તે બંધ હતો. પણ બારીક કોતરકામની સુખડના લાકડાની સુંદર આરપાર કોરેલી દીવાલો ઉભી કરી હતી. મેદાનના બાકીના ભાગમાં લોકોની તથા સૈનિ

કેની ચીકાર મેદની થઈ હતી મહારાજાથી થોડે દૂર યુસફખાન તથા મહમદખાન બેઠા હતા ચોગાનમા પ્રથમ પહેલવાનો ઉતર્યા તેમણે મહારાજાને નમન કરી કુસ્તીઓ ચલાવી તે પછી પટા ખેલનારાઓ આવ્યા ત્યાર બાદ બના બના સ્વાંગેની ટુકડીઓએ લડાઈઓ કરી દેખાડી આ પછી ચાળીસ ઘેટાની સામસામી લડાઇ થઈ તે પછી હસ્તીની, પાડાઓની, પાડા તથા વાઘની એમ ક્રમવાર લડાઇઓ થઈ પાડા તથા વાઘ વચ્ચેની લડાઇમા પાડાએ વિજય મેળવ્યો તરત જ નવીન આણેલા વાઘને તે પાડા ઉપર છોડ્યો, તેમા વાઘે પાડાનો વધ કર્યો, અને છેડાયલો વાઘ મેદાનમા નાશી છુટવાને ગોળ ચક્કર ઘુમવા લાગ્યો અચિન્ત્યો હડી એકદમ જાળી ઉપર કુદકો માર્યો ચાદ ફીટ ઉંચી જાળીઓ, મજબુત સ્તભો સાથે બાંધેલી હતી, તથાપિ વાઘના કુદકાથી હલમલી ગઈ જમીનની ઉપર દસ ફીટપરથી વાઘ ટીંગાઈ રહ્યો કેટલાક સૈનિકોએ બ્હારથી દોડી આવી હવામા બંદુકના માર કર્યા તેથી વાઘ પાછો જમીન-પર કુદી ચોતરફ ફરવા લાગ્યો તથા ડોળા ફાડી ભયંકર ગર્જના કરવા લાગ્યો

જનાનખાનાવાળા વિભાગની સામે આવી વાઘ નિમિષ માત્ર થોભ્યો જનાનખાનાની બારી સામે ભયંકર ગર્જના કરી બારીપર ત્રાપ મારી સુખડનુ બાધકામ પાતળુ કાગળ જેવુ હોવાથી વાઘના વજનથી બારી ત્રુટી પડી ને બાકોરૂ પડવાથી વાઘ અંદર ઘુસ્યો લોકોની મેદનીમાથી ત્રાહિ ત્રાહિના પોકારો થવા લાગ્યા અંદરના ભાગમાથી સ્ત્રીઓની ત્રાસદાયક ચીસો સંભળાવા લાગી

તરત જ યુસફખાન અને મહુમદખાન કુદી પડ્યા જ્યા ત્યા ગરબડાટ મચી રહ્યો યુસફખાન પોતાના ખડને નાકેથી સભાગથી ત્વરાથી જનાનખાનાવાળા ખડના ભાગપર ચઢ્યો અને ક્ષણમાત્રમા વાઘે પાડેલા બાકોરામાથી ખુલ્લી તરવાર સાથે અદર ઘુસ્યો અદર કેટલીક સ્ત્રીઓ નાસભાગ કરતી તો કોઇક બેશુદ્ધ અવસ્થામા પડેલી તો કોઇ 'બચાવો, બચાવો,' એમ પોકારતી દૃષ્ટિએ પડી વાઘ બેશુદ્ધ અવસ્થામા પડેલી એક લાવણ્યમયી સુદરીપર પજો રાખી ગભરાયલો ઉભો હતો યુસફખાન વાઘને એક જ ઘાથી પુરો કરી જે રસ્તે આવ્યો હતો તે રસ્તે ત્વરાથી બ્હાર નીકળ્યો

બ્હાર ઘણો જ શોર બકોર મચી રહ્યો હતો મહારાજા બેબાકળા જેવા બની ગયા હતા યુસફખાન બ્હાર આવતા વાઘ મરાયો જાણી લોકો હર્ષનાદ કરવા લાગ્યા મહારાજાએ નીચેની ઉક્તિ કરી ધન્યવાદ આપ્યો, "ક્રૂર વાઘથી જનાનખાનામા થતા ભયકર નાશને તમોએ અટકાવ્યો મ્હારા કોઈ પણ સરદારોની શુદ્ધિ ઉઘડે તે પ્હેલા જ બરોબર અણીને સમયે આવુ વીરતાનુ કાર્ય કર્યુ તે માટે તમોને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે" એટલામા અદરથી ખબર આવી કે યુસફખાને મહારાજાની એકની એક લાડકવાઈ પુત્રીનો જીવ વાઘના પજામાથી બચાવ્યો છે આ સાભળી મહારાજાને ભય સાથે હર્ષ થયો ને યુસફખાનના વખાણ કરી રમત ગમત બધ કરાવી મ્હેલ તરફ પાછા ફર્યા યુસફખાનને પણ સાથે લીધો ને તેનાપર અત્યત પ્રેમ દેખાડી કીમતી પોશાકની નવાજેશ કરી જાતે મુસલમાન હતો છતા પોતાના મહેલના કીલ્લામા તેને

નિવાસસ્થાન આપ્યુ આ પ્રસગથી મહારાજા પાસ તેનુ માન વધતુ ગયુ ને તે માનીતો થઇ પડ્યો

પરતુ યુસફખાનના મનને આનદને બદલે જુદી જ સ્થિતિ પ્રાપ્ત થઈ હતી જે સુદરીને એક પળમાત્ર પણ જોવાનો પ્રસગ મળ્યો તેની સુદરતાનુ સ્મરણ થતા તે આકૃતિ તેની નજર આગળ તરતી, અને તેને મેળવવા મન તલપાપડ થઇ ગયુ તે સુદરી રાજકુવરી છે, એમ જ્યારે તેણે જાણ્યુ ત્યારે તેનુ મન વધારે વિહ્વલ થતુ ગયુ તેને કેવી રીતે મેળવવી તેના તે વિચાર વમળમા પડ્યો, અને કામાગ્નિથી બળવા લાગ્યો

આ સુદર રાજકુમારી મલમ્બા વિજયાનગરના રાજા વિરૂપાક્ષની એકની એક પુત્રવત્ લાડકવાઇ પુત્રી હતી તેનો વિવાહ પ્રધાન નરસિહના જ્યેષ્ઠ પુત્ર સાથે કર્યો હતો તે આપણે વાચી ગયા છીએ ચકમાથી યુવાન યુસફખાનને આ કુવરીએ અનેક વાર જોયો હતો પોતાને મોતના પજામાથી બચાવનાર તે જ વીર પુરુષ છે એમ જ્યારે તેણે જાણ્યુ ત્યારે તેનુ શાર્ય તથા સ્વરૂપ, તથા પોતાપર થયેલો ઉપકાર—એથી તેનાપર મોહ પામી, તેપણ મોહપાશમા પડી

---

## પ્રકરણ ૫મુ

### પ્રથમ દર્શન



રાજકુમારી મલ્લિકા યુસફખાનપર મોહિત તો થઈ પરંતુ તેના કુળાભિમાન તથા જાતિઅભિમાન તેના મનને કાબુમાં રાખતા "આ મ્લેચ્છ, યવન જાતિનો પુરુષ અને હું હિંદુ કુમારીકા, વિજયાનગરના મહારાજાની પુત્રી એ બેનો સબંધ બને જ કેમ? હરિ! હરિ! આ ત્હેં શો યોગ રચ્યો! મ્હારે મનોનિગ્રહ રાખવો જોઈએ મનમાં જરા પણ તે સંબંધનો વિચાર લાવવો ન જોઈએ" વગેરે સુવિચારો આવતા પણ પ્રબલ કામદેવ પુન પુન યુસફખાનના જ વિચારો તેના મનમાં ઘુસાડી તેને ભ્રમિત કરતા પ્રેમને નિયમ હોતો જ નથી–પ્રેમ જાત કજાત જોતા નથી મહાન પુરુષો પણ કામથી આંધળા થાય છે તો આ બિચારી યુવાન બાળાની શી વાત! અંતે પ્રેમઘેલી પ્રેમાધીન બની યુસફખાનને ઝંખવા લાગી તીરૂમલપ્રતિ તેનો પ્રેમ હતો જ નહીં પિતાએ વિવાહ કર્યો તેથી તેને પતિ સમજતી હતી બાકી અદ્યાપિ પર્યંત તેમની બેની કોઈ પણ દિવસ ભેટ થઈ નહોતી એટલે પ્રેમાંકુર તેના તરફ ફુટવા પામ્યા જ ન હોતા મગજમાં તેને બદલે યુસફખાનનું સ્મરણ થવા લાગ્યું, અને ધીમે ધીમે યુસફખાનની મૂર્તિ તેના હૃદયમાં વાસ કરવા લાગી પ્રેમનિશાએ તેનું મસ્તક ભમાવી મુકયું મદનપીડાથી તેની દેહલતા તપ્ત રહેવા લાગી તેને કેવી રીતે અને શી રીતે મળવું–એ જ વિચારો માત્ર

તેના મનને રોકવા લાગ્યા તેણે એક યુક્તિ શોધી કાઢી તેણે પોતાની માનિતી દાસી પ્રમીલાને સાધી, પોતાનો ગુપ્ત હેતુ તેને જણાવ્યો પ્રમીલાએ તેને આ હેતુ ત્યજી દેવા ઘણુ સમજાવી, પરન્તુ હેતુ સિદ્ધ કરવાના વિચારો ઘણા ઉડા ઉતર્યા હોવાથી અન્દરથી ખસી શકયા નહી પ્રમીલાએ તેના વિચારો ફેરવવા ઘણો શ્રમ કર્યો દૃષ્ટાન્ત આપ્યા, પણ સર્વ ઘડા ઉપર લીંપણુ પેઠે થયુ તેની તીવ્ર ઇચ્છા જોઇ ને તેની ઇચ્છા સફળ નહી થાય તો પોતાની યજમાનની અતિ દુખી થશે એમ ધારી દાસી તેની સાથે સામેલ થઇ અને તેનુ કાર્ય કરી આપવા વચનથી બધાઇ યુસફખાનની પ્રેમજાળમા સપડાએલીની આ સ્થિતિ હતી અન્તે બન્ને વચ્ચેનો પડદો ખુલ્લો થયો, અને પ્રમીલા દ્વારા ઉભય પ્રેમી વચ્ચે છુપો પત્રવ્યવહાર શરૂ થયો હવે બન્ને જણ એક બીજાને મળવાને અત્યન્ત આતુર થઇ રહ્યા વિરહાગ્નિથી બળતુ પ્રેમી જોડુ પત્રદ્વારા મેળાપ કરતુ અને પ્રત્યક્ષ મળવાનો લાગ સાધવા લાગ્યુ

એક દિવસ યુસફખાનને આશ્ચર્યજનક અને ભયકર સ્વપ્ન આવ્યુ નિષ્કારણુ, અનાયાસ તથા યુદ્ધ વગરની નામ-વિનાની ધાસ્તીથી મનુષ્યને સ્વપ્નામા જ માત્ર ભય કપ થાય છે તેવી જ રીતનુ આ સ્વપ્ન હતુ જાગૃતઅવસ્થામા મનુષ્ય-ને જે કાઇ ભયાન્વિત દેખાય છે છતા આટલુ બધુ ધ્રુજારી લાવનારૂ ભયકર લાગતુ નથી, પરન્તુ તે નિદ્રામા સ્વપ્નાવસ્થા-માના મનુષ્યને અતિ ભયકર દેખાય છે અને તે એટલે સુધી કે તેનુ શરીર તે ભયથી કપે છે આવુ સ્વપ્ન યુસફખાનને હતુ તેને સ્વપ્નમા એમ લાગ્યુ કે પોતે એક બગીચામા ઉભો

છે તે બાગની વચ્ચોવચ એક મ્હોટી અને સુદર શ્વેત ગુલાબની કળી તેની નનક્ષ ખીલતી હતી અને તે તપાસતો, વધારે ને વધારે આનદમા ડુબતો ઉભો હતો આખા બાગમા તે માત્ર એક જ પુષ્પ હતુ અને તે આખા દેખાવ પર રાજ્ય કરતુ હોય એમ લાગતુ હતુ છેવટમા વળી જ ધીમેથી બીડાયલી પાખડીઓ પથરાના ખુલ્લી થતી હતી તથા તન્મયાવસ્થામા ને પરમાનદમા ત હૃદય ખુલ્લુ થતુ જોવા તે ઇચ્છતો હતો, ત્યા અચિતી હૃદયને બદલે પુષ્પની સુદરતામા એક ઓજારૂપી વિકાળ પોલાણુ જેવી એક મ્હોટી ફાટ પ્રગટ થઈ નિરાશ થતો યુવક ભયકર, પાયા વગરની મિથ્યા મૃગજળ સ્વપ્નની ભ્રાન્તીનો શિકાર થતો, ધ્રુજતો પાછો પડ્યો ત ચોકી એકદમ સફાળો ઉઠ્યો, અને અશાતિમા પાસા બદલવા લાગ્યો પુન ત જ સ્વપ્નમા ડુબવા નિદ્રાગ્રસ્ત થયો પછીનુ સ્વપ્ન પ્રથમ કરતા વધારે ભયાનક હતુ તેમા તે સુદર પુષ્પની પાખડીઓ ખુલ્લી થતી હતી તે જ વખતે એક કાળા રગનો રાક્ષસી પુરુષ ત પુષ્પને ક્રૂર રીતે જોરથી તોડી તેની બધી પાખડીઓ મરડી નાખી પગતળે કચડી યુવક સામે અટ્ટહાસ્ય કરવા લાગ્યો ગભરાયલો યુવક જાગી ઉઠ્યો, ભયથી ધ્રુજવા લાગ્યો તેનુ મન ગુચવાડામા પડ્યુ રાત્રીના અધકારમા તેના ગભરાયલા અર્ધજાગૃત થયલા મગજમા ગુચવાડા ઉત્પન્ન થવા લાગ્યા ત સ્વપ્ન તેને તે રાજપુત્રી મલ્લિકા સાથે સબધ ધરાવતુ લાગ્યુ તેને અનેક તરગો ઉઠવા લાગ્યા શુ પોતાના મનના મોહક મૂર્તિ, પોતાની પ્રિયતમા પોતાને મળતા આમ ઉડી જશે? શુ તેનો આમ નાશ થશે? એવા અનેક કુતર્કો તેને ભમાવવા લાગ્યા આ તો

માત્ર સ્વપ્ન હતુ તેમા પોતાનુ મન આટલુ બધુ બીકણ થયુ! તે પોતાને સ્વપ્નાની જાળમા ફસાઈ જવાની મૂર્ખાઈપર હસવા લાગ્યો અને પાછો પુન ઘોર નિદ્રામા પડ્યો સવારમા સૂર્યોદય થઈ ગયા પછી મોડેથી જાગૃત થયો તે અતિશય ખુશમીજાજ મા હતો વસ્ત્રો પરિધાન કરી પોતાના મકાનની પાછીતમા આવેલી ન્હાની સુન્દર વાટિકામા સંકલ્પ વિકલ્પ કરતો તે ફરવા લાગ્યો

તેણે ઘણા દિવસથી નક્કી કરી રાખેલ બેત હવે તરત અમલમા મુકવા ઠરાવ કર્યો જોઈએ તે રીતે પણ પોતાની પ્રિયતમાને મળવુ, તેની સાથે વાગવિનોદ કરવો, તેની સાથે આનન્દ સુખનો લ્હાવો લેવો અને પછી-પછી વધુ તેના મનને પ્રકાશમાન ચળકતી જ્યોતિ અને અનન્ત વિરલ આનન્દ ભાસવા લાગ્યો તે આનન્દ—તે ખ્યાલ કેટલો વિલક્ષણ, કેટલો મધુરો હતો, તેનુ નવુ જીવન પોતામા કેવુ ત્વરાથી આવતુ દેખાતુ હતુ, અને તેના અભ્યન્તર-જીવનના આહ્લાદિત આનન્દને સર્વ ઇન્દ્રિયો સુસ્વરમા કેવી રીતે સુર મેળવતી તેને ખુશમીજાજી બનાવતી દેખાતી હતી! અરે! આ આનન્દના સમયે તે સુન્દર ન્હાની વાટિકા તેની સામે કેવી હાસ્ય કરતી હતી! તેના આનન્દી વિચારોમા ઝોકા ખાતા મસ્તકને સેકડો પુષ્પો, પુષ્પ કળીઓનો સુવાસ કેવુ તર કરી દઈ વધારે આનન્દી બનાવતી! તેનુ રક્ત તેની નસોમા હર્ષથી ઉભરાતુ, પરિભ્રમણ કરતુ લાગતુ હતુ આનન્દથી હલકા થઈ ગયેલા હૃદયથી તે હસવા, સીસોટી વગાડવા, કે ગણગણવા લાગતો હતો, અને આ સર્વ શુ થતુ હતુ! શાથી થયુ હતુ? ખરેખર તે મધુરી, કોમલાંગી

રાજકન્યા જેને માટે રાત્રિના સ્વપ્નાં આવ્યાં હતાં, જેની સાથે આનંદથી મ્હાલવાના વિચારો તેને ભ્રમિત કરતા હતા—તે સુંદરી મલયબાલામાંથી કોઇ વિદ્યુતપ્રભા એકાએક બ્હાર નીકળી આવી મુસાફરને આકર્ષતી તેનામાં નવીન જીવન પ્રદીપ્ત કરતી હતી.

તે મલયબાલાના વિચારમાં આકર્ષાતો મધુરા સુવાસિક મોગરાના બનાવેલા એક ન્હાના વર્તુલ આકૃતિવાળા કુંજ પાસે ગોઠવેલા બાકડાપર બેઠો. તે પ્રમીલાની રાહ જોતો હતો તેનો આવવાનો સમય થવા આવ્યો હતો, પણ તેને તો હજારો ઉત્પાત થતા હતા. આજે પ્રમીલાની સાથે પ્રિયતમાને મળવાની ગોઠવણ ગમે તે યુક્તિ કરી કરવી, એમ વિચાર કરે છે, ત્યાં પ્રમીલા મલયબાલાના સમાચાર આપવા આવી અને તેના સામે હસ્તી ઉભી રહી "પ્રમીલા આવી!" આટલાજ શબ્દો આ આતુર પ્રેમીના મુખનાથી બ્હાર પડયા.

પ્રમીલા સાથે તેણે ઘણી વાત કરી પોતાની પ્રિયતમાને તે રાત્રીના મળવાનું ઠરાવ્યું. પ્રમીલાએ છુપે માર્ગે આવવાનું તેને કહી તે માર્ગની સર્વ માહિતી તથા દ્વારની ચાવી પોતાની પાસેથી કાઢી આપી, કહ્યુ 'તમે મધ્યરાત્રીના સુમારે બે ઘટિકા સુખેથી આ માર્ગથી આવજો. જરાપણ બ્હીશો નહી. આ તરફ ચોકી પહેરો રહેતો નથી. આ માર્ગ ઘણો જ છુપો છે. મહારાજા સિવાય અન્ય કોઇને આની માહિતી નથી એટલે કોઇને સંશય આવશે

નહિ મહારાજે માત્ર પોતાની વ્હાલી પુત્રીને આ માર્ગની ખબર એક વખત આપેલી, ને તેની પાસેથી મને માહિતી મળેલી. આપનીપર કુંવરી સાહેબ મોહિત થયા બાદ પ્રસ-ગાનુસાર દ્વારનો ઉપયોગ થાય તે માટે બાઇસાહેબના કહે-વાથી મહારાજાના ખડમાથી ચાવી ચોરી લાવી આબેહુબ તેની નકલ કરાવી મ્હારી પાસે રાખી છે તે જ આ ચાવી આ માર્ગ બાઈસાહેબના મ્હેલની પછીત પાસે આવેલી વાટિકામા પડે છે, તમે મધ્યરાત્રિ પછી ત્યા આવજો. બાઇ-સાહેબને આજે ચાદનીમા ફેરવતી બગીચામા રોકીશ ઘણુ-ખરૂ આવી રીતે ચાદનીમા મોડીરાત્રિ સુધી ફરવાની ટેવ છે, તેથી કોઇને વ્હેમ આવશે નહિ ”

“પરંતુ મહમ્માને મળવાને રાત્રીના હું એકાએક આવવાનો છું માટે મ્હારા આવવાના સમાચાર તેને આપીશ નહી હો !”

પ્રમીલાએ આ કબુલ કર્યું પછી હીરાનો એક અમૂલ્ય કંઠો મમિલાને બક્ષીસ કર્યો કંઠો લઇ હરખાતી હરખાતી તે પાછી ફરી, અને ઘણા દિવસના આ આતુર પ્રેમીઓની એક બીજાને મળવાની ઉમેદ પોતાને હાથે જ બર આવશે એ વિચારથી આનંદમા પડી.

આ તરફ પોતાને આજે સ્વર્ગસુખ મળવાનું છે, પોતાની વ્હાલી પ્રિયતમા આજે મળશે, પોતાની લાબા વખતની ઉમેદ આજે પાર પડશે—આવા વિચારોથી યુસફખાન પોતાનું

અહોભાગ્ય માનવા લાગ્યો. તે ઘણુંજ આનંદમા આવી ગયો. તેના મસ્તકમા આનંદી વિચારો દોડાદોડ કરી તેને ભ્રમિત કરવા લાગ્યા. રાત્રી ક્યારે પડે અને પોતાની પ્રિયતમા ક્યારે મળે એ પરત્વે તેનું મન વધારે વિહ્વલ થતું ગયું. દિવસ તેને લાંબો થતો લાગ્યો. એક પળ એક ઘટિકા સમાન લાગવા માંડી. કામી વિકાર તથા વિચારોથી પોતાનું ચિત્ત પરાવૃત્ત કરવાને ઘણાં ફાંફાં માર્યા પણ તેમાં તે ફાવ્યો નહી. એના એજ વિચારો તેના મનને ડોળાવવા લાગ્યા. સૂર્યાસ્ત ક્યારે થાય તેની તે રાહ જોતો, કટાળતો દિવસ ગાળવા લાગ્યો. રાત્રી પડતાં જ સુંદર પોશાકમાં સજ્જ થઇ ટાપટીપ કરી મધ્યરાત્રીના સમયની વાટ જોવા લાગ્યો. તેનું ધૈર્ય વધુ વખત ટક્યું નહી સંકેતના સમય પૂર્વેજ ઘરમાંથી છુપીરીતે બ્હાર નીકળી પડ્યો. નિશાચરની માફક પોતાને કોઇ વખતે દેખી જાય એવા સંદેહથી ચારે બાજુ નજર ફેરવતો છુપાતો છુપાતો મ્હેલમાં જવાના ગુપ્ત-માર્ગ–ભોંયરાના દ્વાર પાસે આવી ઉભો ત્યાં સર્વ શાંત હતું. અવાજ ન થાય માટે ધીમેથી ચાવી લગાડી દ્વાર ઉઘાડ્યું. પ્રમીલાએ વચન મુજબ દ્વાર અંદરથી ઉઘાડી રાખ્યુ હતું બીલકુલ અવાજ કર્યો વગર દ્વાર ઉઘડી ગયું અને ધડકતે હૃદયે તે અંદર ઘુસ્યો. અંધારૂં હોવાથી તે ફાંફાં મારતો આગળ વધવા લાગ્યો. ભયથી તેનું શરીર ધ્રુજતું હતું. પોતે અત્યારે વિજયનગરના મહારાજાના

મહેલમા ઘુસ્યો છે, કોઇ જોશે અગર કોઇનો ભેટો થશે તો શો ઉત્તર આપવો ! અરે ! એમ થાય તો તો મોત જ નક્કી ! એવા તર્કવિતર્ક કરતો ભોંયરાના બગીચાવાળા દ્વારપાસે આવી ડ્હોચ્યો. દ્વાર સ્પર્શ થતા જ ઉઘડી ગયુ અને મનોહર ચંદ્રિકાએ પોતાનો રૂપેરી સુંદર શીતલ પ્રકાશ જે સુંદર વાટિકાપર ફેલાવ્યો હતો; તે વાટિકામાં ઓચિંતો પોતાને દાખલ થયેલો જોયો ચાંદનીના પ્રકાશ સાથે મદમંદ વાયુ પુષ્પોમાથી મધુરો સુવાસ ચોરી ઉભેલા પ્રેમીના મસ્તકમાં ભરતો, ને તેના પ્રેમાગ્નિને શાંત કરવાને બદલે વધારે જ્વલિત કરતો હતો. ભય અને ત્રાસ તેને હવે નહતો. માત્ર પ્રેમની સત્તાનો ગુલામ થયો. એટલામા—" કોણ ! સુસુફખાન ? " એવો મધુરો અવાજ તેની શ્રવણેન્દ્રિયને પાછળથી ઞથડાયો. અવાજ તરત જ પરખાયો. અને " કોણ, પ્રમિલા ? " એમ પ્રત્યુત્તર કરી પાછળ ફરી જોયુ, તો, પોતા પાછળ પ્રમીલાને ઉભેલી દીઠી. " અહો ! મ્હેં તો તમને જોયા નહી હો ! "

" હા, અમને ગરીબને તે શુ કરવા જુઓ ? જાઓ, પેલી તરફ કમળોથી આભૂષિત થયેલા ન્હાના તલાવને કિનારે ચબેલીના લતાગૃહમા તમારી હૃદયની મૂર્તિ વિરાજમાન છે તેને મળો હું એટલામાજ ચોકી કરતી ફરૂં છું. "

આનદમા આવતો પ્રેમી પોતાને આ સ્વર્ગપ્રાપ્ત કરાવવા માટે પ્રમીલાનો ઉપકાર માનતો તલાવ તરફ આગળ

વધ્યો. પ્રિયતમાનો મેળાપ થતાં કેટલો સમય વહી જશે તેનો અજ્ઞાત, કુસુમ અને કુસુમ કળીઓથી ખચિત થયેલા રોપાઓ અને વૃક્ષોમાંથી આસપાસ દૃષ્ટિ ફેંકતો ધીમે ધીમે આગળ વધવા લાગ્યો, અને મોહક મધુંરી ચંદ્રિકાના ખુશનુમા પ્રકાશમા ન્હાવા લાગ્યો. ચમેલીના સુવાસથી ભરેલી પવનલહરી લતાગૃહ તરફ વધારે આકર્ષવા લાગી. પાણીનો મધુરો કીલકીલ કરતો મોહક અવાજ કાને અથડાતો હતો. આવી સ્થિતિમા તે તલાવને કિનારે આવી પહોચ્યો.

એક પગલું આગળ ભર્યું ત્યા જાણે કોઇએ જાદુ કર્યો હોય તેમ સ્તબ્ધ સ્થભી ગયો. તે રાજપુત્રી તેની મોહક મૂર્તિ-તેનું સ્વર્ગ-તેની સામેજ હતી. તેની હાજરીથી અજ્ઞાત સુદરી મીઠી મધુરી નિદ્રામાં પડેલી લાગતી હતી ઠડી છાયાવાળી ચમેલીના લતામંડપમા એક ન્હાના કાળા ચળકતા પાષાણુની બેઠકપર કોમળ મખમલની ગાદી તથા સાટીનના સુદર તકીયા બીછાવ્યા હતા, તેના નાજુક હાથપર મસ્તક ટેકવી લાબી પડેલી તે સુદરી શાંતિથી ઉઘતી હતી તેના મુખપર તેના અધરને ચુબવા પ્રયાસ કરતો હોય તેમ તેને વધારે સુદરતા અર્પતો ચંદ્રપ્રકાશ પડતો હતો તેની શ્વેત બારીક સાડી તેના ગૌરવર્ણું સાથે ભળી જતી હતી, અને અનુપમ શોભા આપતી હતી. તેનું મસ્તક પાછળ નાંખેલું હતું. તેનું વદન-કમળ ચંદ્ર સાથે સ્પર્ધા કરતું ખીલતી કળી જેવું ઉંચું સીધું

રાખેલુ હતું તેના ગાલે ગુલાબની પાખડીને ગુલાબી રંગ ધારણ કરેલો હતો તેનું મુખ દાડમની કળી જેવું ઉંડુ રક્તવર્ણુંવાળું હતું. તેના કાળા કેશ છુટા તેના ગૌર હસ્તપર ચંદ્રિકામાં ચળકાટ મારતા અનન્ય શોભા અર્પતા પથરાયલા પડયા હતા મૃદુમૃદુ ધડકતી છાતી સાડીના અંચળાથી વ્યક્ત થતી હતી તે કોઇ દેવાંગના સુતી હોય, એમ પ્રેક્ષકને ભાસ આપતી હતી

યુસુફખાન જરાપણ અવાજ કર્યા વગર નિઃશબ્દ તેની પાસે ગયો, અને એક ટસે તે સુતેલી મનોહર મૂર્તિને જોઈ રહ્યો. જાણે, કોઇ મોહિનીમંત્રના પ્રભાવથી આકર્ષાયો હોય તેમ સ્તબ્ધ ઉભો રહ્યો. મલમલની સાડી ઘણીજ બારીક હતી, પણ તેની પુષ્કળ પાટલીઓના પડો આ સુન્દરીની બાહ્ય રેખા શિવાય સર્વ શરીરને છુપાવતા હતા. તેની નાજુક પગની ગુલાબી પગની પાની ખુલ્લી દેખાતી હતી. આવી મનોહર, લાવણ્યમયી સુંદરીની નિદ્રિત આકૃતિ જોતા કુસુમધન્વાએ તેના મગજમાં તનમનાટ મચાવી મુકયો

---

## પ્રકરણ ૬ ઠું

# પ્રેમીઓ

અજબ છે પ્રેમમાર્ગનુ સ્થાન, ગજબ છે પ્રેમપથ પહેચાન ટેક.
થયું કદી એ મારગનુ જ્ઞાન, તડપતો રહે સદા ઇનશાન.
અન્યમાર્ગમા ભય ઘણો પ્રેમને પંથ શું થાય,
તન મન ધન લૂટાય જહા હર્ષે જીવ અરપાય (૧)
કરે કોઇ પ્રેમ પીયાલો પાન, ટળે શુદ્ધબુદ્ધ ભૂલાએ ભાન.
પ્રેમપથમા પરવરે, જે પ્રેમી કહેવાય,
પ્રેમછાપ લીધા વિના, અન્ય થકી ન જવાય (૨)
નર તો છે પ્રેમતણો મસ્તાન અહુરનિશ પ્રેમ પ્રેમ છે ધ્યાન,
દીલ દિલગીર ન થાય કો કદીએ વાટ લુટાય,
ખાતુ ખોલ્યુ પ્રેમનુ ત્હા પ્રેમમાલ ખરીદાય. (૩)



પ્રેમાધ થયેલો યુસુફખાન તે બાળાના ખુણા પગ પાસે સુંવાળી ગાદીવાળી બેઠક ઉપરની ખાલી રહેલી જગ્યા ઉપર બેભાન જેવો શરીરબળે આપોઆપ બેશી ગયો. મધુરી નિદ્રામાંથી તે સુંદરીને જાગૃત કરવાનો વિચાર એકાએક તેને થયો. હાથ ઉંચકાયો; પણ તરતજ તે વિચાર ફરી ગયો સહસા ઉઠાડવાથી કદાચ અણુચિતવ્યા મેળાપથી બુમ પાડી ઉઠે તો ! ‘તે રજપુત, ને હું એક સાધારણ સરદાર–લુંટારો ઓ ખુદા ! ત્હારી

કૃતિ ન્યારી છે. શો મેળાપ કરાવ્યો ? કયા પ્રેમે ખેચ્યો ?"
વિગેરે વિચારો તેને ઘેરવા લાગ્યા પ્રેમાગ્નિ ખુબ જોશમા તપ્ત થવા લાગ્યો "તેને ઉઠાડવાથી વખતે એકનુ બીજુ થાય તો ! નહી ! નહી ! આ શાતિજ–આ સપૂર્ણ સુદરતાની એકયતાજ આ પ્રથમ દર્શન–પ્રથમ મેળાપ માટે પુરતુ છે"

આ સમયે આખા બાગમા સપૂર્ણ અખડિત શાતિ–મોન પથરાઇ રહ્યા હતા, તેમા આ મધુરી ચમેલીના લતાગૃહમા શીતલતા સાથે મિશ્રિત થતી પૂર્ણ શાતિએ વાસ કર્યો હતો સામેના તળાવમા નિશાપતિ પોતાનો પ્રકાશ પ્રસારી રાત્રિના શાતિમા વૃદ્ધિ કરતો હતો માત્ર મદ મંદ વાતા અનિલની ધીમી ધીમી લહેરીનો મીઠો કલકલ થતો અવાજ શાતિનો ભગ કરતો હતો. અહા ! શો મનને આકર્ષાવનારો મોહક–મધુરો સુદર દેખાવ હતો !

આ મોહક સમયે શાતિના દેખાવપર આ પ્રેમી દૃષ્ટિ સર્વત્ર ભટકી ભટકી પુન પુનઃ પોતા પાસે શાત મધુરી નિદ્રામા પડેલી પ્રિયાપર આવી સ્થભી જતી ! અહા ! શી શાત અને ગાઢ નિદ્રામા તે પડી હતી ! ખરે ! તે પોતા પાસેજ બેઠેલા ઉશ્કેરાયલા હૃદયના ધબકારાઓથી કેવી અજ્ઞાત પડી હતી ! તેનુ શાતિમા પડી રહેવુ પ્રેમી હૃદયમા શી શી ઊર્મીઓ ઉછાળતું હતુ ! એક પળમા તે લલચાયો, અને તેને ચુબન કરી ઉઠાડવાની કાર્મી કલ્પનાએ

તેના મન ઉપર હુલ્લો કર્યો. તેને જાગૃત કરી પોતાનો પ્રેમ જાહેર કરવો એવી મનીષા ઉદ્ભવી.

આ મોહક દેખાવ-સર્વ આલિંગન કરતી શાંત કુદરત આ મનોહર સુંદરીને તેના કર્ણોમા મ્હારે માટે અમૃત રેડી ઉત્તેજીત કરશે અરે! આ બગીચો જ્યા સર્વ ઝળહળતુ, મસ્તકને મદમસ્ત કરતું, મોહિની પ્રસારતું સૌંદર્ય-માધુર્ય પ્રસરાયુ છે ત્યા ઓચિંતા પ્રેમાળ ચુંબનથી આ મનોરમાને ઉઠાડતા તે કદાચ આ મોહિનીથી આકર્ષાઈ મને વળગી ન પડે! તેનુ હૃદય વધારે જોરથી ધબકવા લાગ્યુ. એક નિમિષમા તે ઉભો થયો, હાથ લાંબા કર્યા, અધર રસ લેવા ડોક નીચી કરી વળ્યો ત્યા પુન ખમચ્યો. બીજી વખતે પુન ખેંચાતા નમ્યો અને જ્યા અધરપાન કરવા જાય છે ત્યા પશ્ચાત્ ભાગમાથી મંદગતિવાળા પગલા સંભળાયા. તે ચમકયો-મનમાથી શાપ આપતો પાછુ વાળી જુએ છે તો પ્રમીલાને હસતી ઉભેલી દીઠી!

પ્રમીલાએ સત્વર ચાલી જવા માટે ધીમેથી કાનમા કહ્યું-'રાત્રીનો ત્રીજો પ્રહર પસાર થઈ ગયો છે પ્રભાત પ્હેલા સખીઓ કુંવરીબાને જોવા અત્રે આવી પ્હોચવા સંભવ છે" આ શબ્દોએ પ્રેમીને બેહાલ કરી નાંખ્યો. એરગમાં ભંગ થવાથી આટલું કષ્ટ ખમી આવતાં પોતાની પ્રિયતમા સાથે એક ક્ષણ પણ બોલચાલ ન થવાથી ખિન્ન થતો, નિઃશ્વાસ નાંખવા લાગ્યો.

હું એમને એમ ચાલ્યો જઉં તે ઠીક નહી. મ્હારા આવ્યાની કાંઇપણ નિશાની મુકી જવી. તેણે પ્રેમની નિશાનીમા પોતાના હાથે પ્હેરેલી મુદ્રિકા ધીમેથી ફેંટાના છેડામાંથી બારીક દોરીના છેડાથી બાધી. એક છેડો લતામંડપમા ધસી આવતી ચંબેલીની એક નાજુક ડાળી સાથે બાધી, બીજો છેડો તેની છાતીપર એવીરીતે લટકતો રાખ્યો કે, ઉઠતા સાથેજ સુંદરીની દૃષ્ટિ પ્રેમમુદ્રિકાપર પડે. પ્રેમીના પ્રેમાળ ચક્ષુએ નિદ્રાગ્રસ્ત આકૃતિપર અતિ માન અને નમ્રતાથી નજર ફેંકી. પરંતુ, તે સુંદરીનુ સ્વચ્છ, નિર્મળ પ્રેમાળ મુખારવિંદ પ્રેમીના હૃદયમાં નમ્રતાની જે છાપ આપતુ હતુ, તે પાસે તે જોનારની નમ્રતાનુ જોર કમી અને ક્ષુદ્ર હતું. પ્રિયતમાપર છેલ્લી પ્રેમી નજર ફેંકતો જેવો ચુપકીથી ધીમેથી આવ્યો હતો તેવીજ રીતે યુસફખાન પાછો ફર્યો ગુફાના દ્વારપરથી પ્રમીલાએ તેને વળાવી, દ્વારને તાળું મારી પોતાની સખી પાછી ફરી.

* * * *

યુસુફખાન પોતાના રહેઠાણ ઉપર આવ્યો, પણ નિદ્રા ન આવી. પ્રિયતમાના અનુપમ સૌંદર્યના વિચારોજ તેને ભ્રમિત કરવા લાગ્યા સુષુપ્તિમા થયેલો મેળાપ-પ્રથમ દર્શનથી સંતુષ્ટ ન થતાં તેની લાગણીઓ પ્રદીપ્ત થઇ, અને પ્રત્યક્ષ મળવા, પ્રેમાલાપ કરવા, પોતાનો પ્રેમાગ્નિ શાંત કરવા તે તલપી રહ્યો.

અહોરાત્રી તરફડીયા મારતાં મારતાં વ્યતીત કરી ચારે તરફથી દાવાગ્નિ સળગી તેને તાપ આપતો હોય એવું તેને લાગતુ હતું રાત્રીના જે જોયેલું, અનુભવેલું–શું તે સ્વપ્ન તો નહી હોય? અહા! શું મનોહર મીઠુ સ્વપ્ન હતુ? તે સ્વપ્ને–તે સુંદર ચિત્તાકર્ષક દેખાવે હૃદયને શાંત કરવાને બદલે કામાગ્નિ પ્રદીપ્ત કરી તેને વધારે તપ્ત કર્યો. તેના હૃદયમા અન્ય પ્રકારનો તનમનાટ મચી રહ્યો. કંદર્પે પોતાનો સંપૂર્ણ કબ્જો હવે તેનાપર મેળવ્યો, અને પ્રિયાના સુખને માટે વલખાં મારવા લાગ્યો.

બીજો દિવસ થયો, સંધ્યા પડતાજ પ્રિયાનો સંદેશો લઇ તેના અત્યાનંદ વચ્ચે પ્રમીલા આવી પ્હોચી. મલગ્બા પણ યુસુફખાનના જેવીજ સ્થિતિ ભોગવતી હતી. રતિ-પતિએ પોતાનો પૂર્ણ અમલ આ બાળાપર ચલાવ્યો હતો. ઉઠતાજ મુદ્રિકાપર નજર પડી, ચતુરા તરતજ ચેતી. મનનો માનિતો યુસફ–પોતાની પ્રેમમૂર્તિએ આ સ્થળે આવી આ કૃત્ય કર્યું હોવુ જોઇએ, એ વિચાર વિદ્યુતના ઝબકારાની માફક તેનાં મસ્તકમા પસાર થતા તરતજ તે વીંટી છોડી. છાતી સાથે ચાપી તેને પ્રેમચુંબન કરતી નાજુક અંગુલીમાં સરકાવી દીધી.

પ્રમીલા દ્વાર અડકાવી સખી પાસે આવી પ્હોંચી. તપાસ કરવાને તે બાળા પોતાનો મનોભાવ છુપાવી પ્રમીલાને પ્રશ્નો પુછવા લાગી. ઉત્તરમા ઉડાવનારાં વચનો સાંભળતા સત્ય

હકીકત જાણવા બાળા વધારે અધીરી બની અંતે યુસફ-ખાનના અવ્યાની હકીકત પ્રમીલાને જણાવી પોતાનો માને । પ્રયતમ પોતા પાસે આવી ઉભેલો છતા પોતે ઉઠી નહી તમ તેના દર્શન કરી શકી નહી, તેથી પોતાની વેરણ ચંદ્રને ગાળો આપવા લાગી. કામદેવે તેના તનમા તો એવી તાલાવેલી લગાવી દીધી કે યુવાનીના પુરમા મસ્ત બનેલી બાળાને એક દિવસ પોતાના પ્રિયનો વિરહ-વિયોગ દુઃસહ થઇ પડયો સમક્ષ આવેલા પતિએ પોતાની મનકામના પૂર્ણ ન કરી તેથી તેનુ હૃદય બળીને ખાખ થવા માડયું. પ્રેમાગ્નિ તેને વધારે તપ્ત કરવા લાગ્યો તે યુસફખાનની ઝખના કરવા લાગી. શેષ રાત્રી બગીચામા આમ તેમ ફરી ગાળી પાછલી રાત્રીનો શાંતિ ચંદ્રપ્રકાશ તેના અગને શીતળ કરવાને બદલે વધારે બાળવા લાગ્યો પ્રેમાગ્નિએ જવાળાનુ રૂપ લીધુ અબળા પુષ્પધન્વાના કુસુમશરથી વિંધાઇ મનમા યુસફનુ રટણ કરવા લાગી. આખો મીચી ત્યા પોતાનો પ્રિય નજર સમક્ષ ખડો થયેલો ભાસ્યો. હાથ લાબા કરી આલિંગન કરવા જાય છે તો, યુસફ મળે નહી આખો ખુલી થઇ–કોઇ ન મળે. માત્ર હસ્તે મ્હેરે પ્રમીલા ઉભેલી દીઠી.

પ્રમીલા પાસે તેના મનોભાવ છુપા ન રહ્યા. સખી સાથે યુસફની વાત છેડી યુસફને તે રાત્રીના જરૂર એનાએજ સ્થળે લઈ આવવા પ્રેમાધ રાજકુંવરીએ આજ્ઞા કરી.

મધ્યરાત્રી થઇ. સૃષ્ટિસૌંદર્યં ચંદ્રપ્રકાશથી પોતાના સૌંદર્યમા વધારો કરતું હતું. મનોહર ચન્દ્રિકા મધુર રૂપેરી પ્રકાશ પ્રેમીઓના અંતરમા શાંતિ વરસાવતી, સર્વત્ર પ્રસારી રહી હતી. વિજયાનગરના રાજમહેલના પશ્ચિતના ભાગમા તળાવને કાંઠે ગતપ્રકરણમાં વર્ણવેલા લતામંડપમા મખમલની ગાદીની બેઠકપર સુંદરી સુંદર આભૂષણ સજી બેઠેલી હતી. તેનું કમળવદન ચંદ્રને પણ પોતાના લાવણ્યથી લજ્જિત કરતું હોય એવુ અનુપમ હતુ. તે આતુર ચિત્તવાળી કોઇની રાહ જોતી હોય એવો તેનો દેખાવ હતો.

એટલામાં તેના પ્રવાલ જેવા ઓષ્ઠમાથી મધુર શબ્દો નીકળતા સંભળાયા. "હજુ કેમ ના આવ્યા! વાર કેમ થઇ? પ્રમીલા પણ ન આવી?" તેની અધીરાઇ વધતી ચાલી આ અનુપમ સ્વરૂપવાળી સુંદરીને વાચનાર ત્હેં ઓળખી હશે. તે વિજયાનગરના મહારાણાની એકનીએક લાડકવાઇ પુત્રવત્ કુંવરી મલુમા હતી. પ્રારબ્ધવશાત્ તે એક લુટારાની પ્રેમજાળમા ફસાઇ પડી હતી, અને પોતે આવા ઉંચા કુળની હોવા છતા, પોતાના ફરજાને વીસરી જઇ એક વિદેશી, વિજાતીય, પોતાના ધર્મના કટ્ટા શત્રુ મુસલમાન લુટારૂના પ્રેમમાં ફસાઈ હતી તેનુ મન હવે તેના કબ્જામા ન્હોતુ. પ્રેમપરવશ થતા તે પોતાનુ ભાન ભુલી ગઇ હતી પોતાની ઉચ્ચસ્થિતિ—એક રાજકુવરી-તેણે આવું અઘટિત પગલું ભરવું ન જોઇએ. એ સર્વ ભુલી જઇ

પોતાના દરજ્જાથી સરી પડી એક લુટારૂના પ્રેમમા ભલી રાજબાળા અનાયાસે દોરાઈ ગઈ—અસ્તુ

અનંગના બળ સામે કોણ ટકી રહ્યું છે? પ્રેમવશ બાળાએ પ્રમીલાને પોતાના પ્રિયતમને તેડવા મોકલી, ત્યારથી તેના આવવાની એકચિત્તે રાહ જોવા માડી. કંદર્પ તેના અંગમાં જેમ વધારે તનમનાટ મચાવી મુકતો ગયો, તેમ આતુર બાળા વધારે આતુર બનતી ગઈ. એક પળ પણ તેને એક ઘડીસમ લાગવા લાગી. પ્રેમલીન બાળા યુસફ્-ખાનની અતિ ઝખના કરતી હતી, ત્યા યુસફ્ખાન એકાએક તેની સમક્ષ ખડો થયો. તે અત્યારે પૂર્ણ દબદબાભરેલા પોશાકમા હતો. તે અત્યારે સ્વર્ગમા હોય તેમ માની પોતાનું અહોભાગ્ય સમજવા લાગ્યો. તેના મનમા હર્ષ ઉભ-રાવા લાગ્યો, અને તે સ્મિત-આનદી વદને મહરૂબાને નીહાળવા લાગ્યો.

મહરૂબાના શરીરે રોમાચ થતા કંપ થયો. તેના ગાલ-પર ગુલાબી ઝાખ આવી ગઈ. બોલવા ઇચ્છા કરી પણ બોલાયું નહી ઉડો નિશ્વાસ નાંખી, હસ જેવી ડોક ઉંચી કરી પુનઃ તરતજ નીચે ઝુકાવી જમીન તરફ દૃષ્ટિ રાખી રહી. જેને માટે તે આટલી બધી તલસ તલસ કરતી હતી, જેને માટે એક ચકોર પક્ષીની માફક રાહ જોતી હતી; તે પોતાનો ચદ્ર સન્મુખ આવ્યા છતાં, તેની સામે દૃષ્ટિ ન રાખતાં મૌન રહી. પુરૂષ પોતાની પ્રિયતમ મૂર્તિને

એકટસે નીરખતો ઉભો રહ્યો. અંતે લજ્જાથી રક્તાશયુક્ત ગાલ થયા છે જેના, એવી તે સુન્દરી પાસે યુસફખાને બેઠક લીધી, અને મંદ મદ બોલી તેને વાર્તાલાપના આનદમા ઝુકાવી

બેઉ પ્રેમીઓ એક બીજાને મળ્યાં—એક બીજાનાં હૃદય એક બીજા પાસે ખુલ્લા થવા માંડયા વાતમા ને વાતમાં અંતે મલેઆ બોલી "નહી! યુસફ, મ્હારી એ ઈચ્છા નથી. અને વખતે મ્હારી થાય તોપણ એ બનીશકે તેમ નથી. કારણકે, આપણા બે વચ્ચે એક ઘણીજ મ્હોટી ખાઇ આવેલી છે—હુ હિદુ ને તમે મુસલમાન! હું એક રાજકુંવરી અને તમે એક સાધારણ સરદાર—દિલ્હીના પાદશાહના એક એલચી! શુ આ વફાવત થોડો છે? પછી આ વાત કેમ બને?"

આ સાભળી યુસફે અનેક પ્રશ્ન કર્યા. અને તેપરથી જાણ્યુ કે, તેણીનો તેનાપર અનહદ પ્રેમ હતો. તે ખરા જીગરથી તેને ચ્હાતી હતી, તેની કુદરતમા જેટલુ જોર હોય તેટલા જોરથી તે તેને ચ્હાતી હતી. તેણે પરખી લીધું કે, યુસફપર તેનો પ્રેમ ઘણોજ મજબુત ખચાસનો હતો. અને તે એટલો બધો સદઢ હતો કે, તેને કોઇ શિથિલ કરે તેમ નહોતું. પ્રિયાનો તેના તરફ પ્રેમ એટલો બધો ગાઢ છે કે, કદાપિ ત્રુટે એમ નથી. તેમ જો યુસફ ન મળે તો, જીવ આપવા પણ તે તૈયાર છે, એમ તેણે

પ્રિયાના બોલવા ઉપરથી કળી લીધું. મુસફ્રની વાચાળશક્તિ એવી તો મને મધુર લાગી કે, બાળા પ્રેમાન્ધ બની,-પ્રેમ આંધળો છે.

મન એક વખત પ્રેમ ધીન થાય છે તો પછી કોઇપણ વસ્તુ તેને પોતાની ઇચ્છિત પ્રેમી—વસ્તુમાંથી ફેરવવાને શક્તિ-વાન થતી નથી. હવે જોઇએ તેમ થાઓ આમ બાળાએ મનમા સંકલ્પ કરી ઉચ્ચાર કર્યો. "વ્હાલા! હવે જોઇએ તેમ થાઓ. મને હવે કોઇની પણ દરકાર નથી વ્હાલા! આજથી હું તમારી પત્ની થવા ઓીહુગોના સોગનથી બંધાઉ છુ. અત્યારથી હુ તમારી પત્ની, અને તમે મ્હારા પતિ! ઇશ્વર આપને સદોહિત સુખી, એકદીલ, એકચિત્ત અને લગ્નગાઠથી બધાયલા રાખો! વ્હાલા! આજથી હું તમારી છુ, ને તમે મ્હારા છો."

પ્રેમીજોડું એકબીજાને મળ્યું અને સંસારસુખના ઉમરા ઉપર ચઢી એકબીજાની ઇચ્છા તૃપ્ત થતા ગંધર્વ લગ્નની પ્રેમગ્રંથિથી જોડાયા પ્રેમ વસ્તુ અજબ છે!

---

## પ્રકરણ ૭ મુ
## પ્રેમીઓનુ પલાયન

( પદ. )

મરતા પણુ નવ મુકુ, મુજ જાણજે રે—ટેક.
મન મળે કેમ બીજા સાથે, ચતુર છતે પણ તુજ વિના તે,
કેમ ભુલું બેલી છુ મુખથી વાણુ જે રે-મરતા૦ ૧
પ્રેમી ચતુર કૃપાળો રસિયો, સાચો તુ અંતરમાં વસિયો,
કેમ મુકી જીવન હું હોરૂ હાણુ જે રે-મરતા ૨
થઇને રહુ દાસી જો તારી, તોપણુ ના જ શકું તે વાળી,
રે પ્યાર ! હું પર તુજ છે એહસાન જે રે-મરતા૦ ૩
બન્યું પાણી પયમા થયુ રૂડુ, થાય ન કોટી ઉપાયે જુદુ,
આખર બળી છુટે તોપણુ, પરમાણુ જે રે-મરતા૦ ૪
પુજુ હું તુજને સાચે ભાવે, અપર નહી કો મનમા આવે;
નર્મદ તુજ આધાર છે મુજ પ્રાણુ જે રે-મરતા૦ ૫

---

ધનધન ઊંચી જાતને, ધનધન ઉંચો ટેક,
ધનધન બ્હાદુરિ તાહરી, ધનધન પ્રીતિ નેક
નર્મદ



ભય પ્રેમીઓનો પ્રેમસ મ ધ દિવસાનુદિવસ વધતો જ ગયો. દરેક રાત્રિએ તેઓ રાજમહેલમા મળવા લાગ્યા. આવી અતિલાવણ્યવતી રમણી-રાજપુત્રી સાથેના

સંબન્ધથી મળતા વિલાસસુખથી મુસુફ઼ પોતાનુ અહોભાગ્ય માનવા લાગ્યો તેને તો આ મનોહર અનુપમ સ્વર્ગ જ લાગ્યુ, પરંતુ તેને ખબર નહોતી કે આ સ્વર્ગસુખ લાંબુ ટકવાનુ નથી. સ્વર્ગની હયાતી માત્ર થોડો જ કાળ હતી, અને તેનુ પરિણામ ઘણુ જ વિપરીત અને ભયંકર આવ્યુ.

એક દિવસ મુસફ્ફખાન એક સુખી સ્વપ્નાની લહેરમા બાગમા ફરતો હતો ત્યા તેના એક વિશ્વાસુ જાસુસે આવી નમી સલામ કરી તેને એકાએક જોઇ ચોકી પુછ્યુ !–"તુ આ જગ્યાએ ક્યાથી ? કેમ અહમદ, શી ખબર લાવ્યો છે ?"

"ખાનસાહેબ હું આપને ચેતાવવા આવ્યો છુ હવે આપનાથી એક દિવસ પણ થોભાય તેમ નથી કાલેજ અહીંથી નીકળી જવુ જોઇએ, નહી તો આપણે બધા માર્યા જાશું'"

તેને આગળ બોલતા અટકાવી ભયાકુળ થતો, મુસફ્ફખાન બોલી ઉઠ્યો "એવુ તે શુ છે ?"

અહમદે તેને ખબર આપ્યા કે "આપના અહી આવ્યા બાદ બીજે જ દિવસે દીવાન નરસીંગે આપના સંબન્ધમા પાકો તપાસ કરવાને છુપી રીતે ચાર જાસુસો દિલ્હી મોકલ્યા. મ્હારી ફર્જ પ્રમાણે મ્હે તેમની પૂઠ પકડી દિલ્હીમાથી તેમને જાણ થયુ કે આપને દિલ્હીના બાદશાહે મોકલ્યા નથી. આપ, તો દેશનિકાલ થયેલા છો અને દક્ષિણમા

લુંટનો ધંધો કરી પ્રસિદ્ધ લુટારા—ધાડુપાડુ થયા છો, અને વધુમા વિજયનગરના રાજ્યમા હરોહા પાડયા છે. આ ખબર સાથે તેઓ હવે બે ત્રણ દિવસમાં અહીં આવી પ્હોંચશે. હુ ઉતાવળે તેમની આગળ નીકળી આવ્યો છું. માટે ખાનસાહેબ, કાલે ને કાલેજ અહીથી આપણે ઉઠાતરી કરવી જોઇએ ”

આ ચોકાવનારી ખબરથી યુસફખાન સ્તબ્ધ થયો, ગભરાયો અને દાત કચકચાવી નરસિહ દીવાનને ગાળો આપનો હાથ પછાડવા લાગ્યો. માત્ર હાથ પછાડવાથી ને દાત પીસવાથી કાઇ વળે તેમ નહોતુ ઉપાયો લેવાનો વિચાર કરતા તેણે શેરખાન, અને મહમદખાનને કુચની સર્વ તૈયારી કરવા હુકમ આપ્યો.

તે વિચારમા પડી વ્યગ્રચિત્તે બગીચામા આંટા ફેરા કરવા લાગ્યો. થોડી પળ પૂર્વે તેનું જીવન જુદુ જ હતું. તેની રાત્રિની આશાઓ, તેનુ સ્વર્ગ, તેના વિજયાનગરમાં રાજમહેલમા ભોગવેલા આનંદી દિવસો, તેની પ્રિયતમા મલમ્બા પ્રતિ તેના મનોવિકાર, તેની ઘેલછાને તાબે થવુ, તેણીના આત્માને જાગૃત કરી પોતાના પ્રેમમા દોરવુ, અને તેનું આ જીવન—એક જ કેન્દ્ર—એક જ સ્વર્ગ—તેની પ્રાપ્તિ—આ સર્વ દેખાવો એક પછી એક તેની નજર આગળથી પસાર થવા લાગ્યા. તે સર્વ મધુરા દેખાવો સ્વપ્નવત્ થતા—ભુસાઇ જતા અને તેની મનોરમ્ય ઇમારત ઘસડાઇ

જઇ ભયંકર સ્વપ્ન-દેખાવનું દર્શન તેની દૃષ્ટિ સમક્ષ ખડું થયું. તેને આ બધું સુંદર સ્વપ્ન ત્યજી જંગલો-અરણ્યોમા લુટારા પેઠે પુનઃ ભટકવું પડશે એ વિચારે તેને અંધકારમા નાંખ્યો.

"અરેરે! અરેરે! ક્યાં આ સ્વર્ગવાસ અને ક્યા હવે આ ઘોર જંગલ! અરે! શુ હવે મ્હારે મ્હારી મલમ્બાથી છુટું પડવું પડશે! હા! હવે જુદું પડવુ જ પડશે અને જુદુ પડવું એ તેને સદા માટે ખોવી, એ જ!"

આ વિચાર આવતા જ ત્યાં નજીકમા પડેલી પથ્થરની શિલા પર એકાએક પડયો, અને તે વિચાર વિરૂદ્ધ સતાપ એટલો બધો તીવ્ર થયો કે તેના મનમાથી તે વર્જ કરવા-ત્યજવા સેંકડો ઉપાયો મસ્તિકમાં ઉઠવા લાગ્યા મન તેને કહેવા લાગ્યુ —

"હે જીવ તું તેની પાસે જા, ત્હારા પ્રેમના તોફાનથી તેને ઉંચકી જા, તેને ત્હારી સાથે લઇ જા" ત્યાં વળી વિચાર આવ્યો—"તેને ત્હારી સાથે લઇ જા! ક્યાં! આવા ભવ્ય સુદર રાજમહેલમાંથી જંગલોમા, કાદવોવાળી જગ્યાઓમા, જયા અનેક જાતની પીડાઓ સ્હેવી પડે છે. એવા સ્થાનમા ભટકવાને, અરે! જયા એક વખત ખોરાક મળે તો બીજી વખતના સાંસા પડે એમ હોય, આજે એક જગ્યાએ તો કાલે કેટલાક કોસ દૂર હોવાનુ થાય, અરે! એવા કષ્ટો ભોગવવાનાં અરે! જયા હવા શત દિવસ

શરીરને મુંઝાવનારી છે, જ્યા રાત્રી પડતા જ મચ્છરોના ટોળેટોળા ફરી વળે છે, જ્યા એક એવી સુદર લલનાનુ દર્શન પણ નથી થતુ, જ્યા આવો રાજવૈભવ, નાચ, તમાસા, ઉચ્ચ ભોજનો, એશઆરામની અનુપમ વસ્તુઓ, આવુ જ્યા કાઇએ નથી, પણ ત્યા માત્ર એક ફરજ, જંગલ, રોગો અને મૃત્યુ જ છે! એવે ઠેકાણે એને લઇ જાઉ ! અરે આવા સજોગોમા એને કેવી રીતે લઇ જાઉ ! વખતે હુ એને લઇ જાઉ તો શુ હુ તેને ત્યા રાખી શકીશ !" આ વિચારથી તેનુ' અગ કંપાવા લાગ્યું, "અરે પણ મ્હારાથી તેના વિના રહેવાશે કેમ ! ઓ ખુદા ત્હારો ખેલ પણ અજબ છે કયા એ રાજકુવરી અને કયા હું લુટારો ! શુ એ સુકુમાર બાળાથી અરણ્યોના કષ્ટો સહેવાશે ! ઓ ખુદા આ મેળ ત્હે કયા મેળવ્યો ! આધળા પ્રેમનુ જ આ કૃત્ય ! પ્રેમ અજબ સબધ કરાવી આપે છે ક્યાનુ કયા મેળવી આપે છે ! સ્વપ્ને પણ નહોતુ કે આ રાજકુવરીથી મ્હારો પ્રેમ જોડાશે ખરે જ આ વિચિત્ર બનાવ બન્યો ! હવે શું થાય ! પ્રથમથી જ ચેત્યા હત તો ઠીક હતુ. મ્હારાથી તેને હવે મુકાતી નથી, તેમ જંગલોમા ભટકવા લઈ જવા દીલ મ્હાતુ પણ નથી." આવા આવા અનેક વિચારો તેના મસ્તિકમા ઉન્માદ કરવા લાગ્યા. વિચાર માળાનો મણકો એક પછી એક મુકાવા લાગ્યો પળે પળે નવી નવી રચના રચવા લાગ્યો પણ

સર્વ રચના તેને અશક્ય લાગી મસ્તિકમા ઘુસતા વિચારો નિષ્ફળ જણાતા તરત પાછા ધકેલાઇ જતા

પોતા માટે તેને કોઇપણ જાતનો ભય હનોજ નહી પણ પ્રિયા માટે, તેણીને પોતા સાથે લઈ જવાથી તેણીના શા હાલ થશે, તેમ જ તે સાથે ન આવે તો તેના પ્રેમથી વિંધાયલુ હૃદય કેમ ટકી શકશે એ વિચારે તેને કપાવ્યો. તે કાઇ પણ નિશ્ચય ઉપર આવી શકયો નહી મલમ્બાને મળ્યા ઉપર સર્વ નક્કી કરવાનુ રાખ્યુ

મધ્ય રાત્રિ થઇ—પ્રેમીઓનો મેળાપ થયો આજે તેમના આનંદનો અંત આવ્યો આનદનો છેલ્લો દિવસ દેખાયો બેઉના ચક્ષુમાથી ચોધાર અશ્રુ વહ્યા જતા હતા બન્નેએ એક બીજાના અતર જાણ્યા હતા મલમ્બા વાતમા ને વાતમા બોલી —"વ્હાલા જ્યા તમે ત્યા હુ. ઇશ્વર સાનિધ્ય તમારી સાથે જોડાઇ છુ તમારી ધર્મપત્ની છુ તમારૂ સુખ દુ ખ તે હુ મ્હારૂ જ સમજુ છુ આપણે એક બીજાનાં સુખ દુખના ભાગીયા છીએ મને છોડીને તમને એકલાને જવા દઇશ નહી શુ તમારા વિના હુ અહી જીવી શકીશ! નહી! નહી! વ્હાલા! મને ના ન પાડો. મને તમારી સાથે રાખો તમારા વગર આ રાજમહેલ—આ વૈભવ સ્મશાન સમાન, ચિતા સમાન લાગશે. હું ઝુરી ઝુરી મરીશ. તમારી સાથે જગલમા ભરે ગમે તેવા સકટમા પણ સુખ

માનીશ' આપણે ખુબ ઝવેરાત, દ્રવ્ય સાથે લઇ જઇશું ને સુખાનંદમા રહીશુ વ્હાલા ! મને હવે ના પાડતા નહી. હુ તો તમારી સાથે જ આવીશ'

આ સાભળી યુસફખાનનું મન ડગમગવા લાગ્યું. તેને સાથે લઇ જવી કે ન લઇ જવી તેના વિચારો તેના મનમા દોડાદોડ કરવા લાગ્યા. લઇ જવામા જોખમ ઘણું હતું તેણે રાજકુંવરીને પોતાને ભુલી જવા, પોતાને ત્યજી દેવા, પોતાની સાથે નાસી જવાની હઠ નહી પકડવા ઘણુ સમજાવ્યુ, પરતુ તે એકની બે થઇ નહી તેણે તો તેની સાથે જ જવામા પોતાનુ સપૂર્ણ સુખ છે એમ જણાવી તેની સાથે રહેવાની હઠ પકડી

તે બોલી-"વ્હાલા ! હવે હદ થઇ મને ના ન પાડો ! હુ તમારે વિશ્વાસે મ્હારો આ રાજમહેલ, રાજવૈભવ ત્યજી આવુ છુ મ્હારો ત્યાગ ના કરશો ! વ્હાલા ! તમે એકવચની બહાદુર સરદાર છો તેથી હુ તમારે ભરોસે તમારી સાથે આવું છુ હુ સારી રીતે જાણું છું કે આ વિચિત્ર પગલુ હુ ભરૂ છુ આ પગલાથી હું દુનીયામા વગોવાઇશ. લોકો મ્હારો દોષ કાઢશે પણ તેમા હુ શું કરૂ હુ લાચાર છુ હુ પ્રેમથી દોરાઇ આ પગલુ ભરૂ છુ જ્યા મ્હારો સ્વામી ત્યા હુ તમે જાઓ ને હુ અહીં રહુ ! શા સુખ-માટે ! તમારા સુખે સુખી અને તમારા દુખે દુઃખી એજ

મ્હારો ધર્મ પેલો તીરૂમલ કે જે પોતાના બાપ જેવો ક્રૂર નિર્દય, કઠોર અને અણુઘડ છે, જેને હું મ્હારા ખરા અંતઃકરણથી ધિક્કારૂં છું તેની સાથે લગ્નગાંઠથી જોડાવા હું અહીં રહું ! સર્વ મ્હારા સગા વ્હાલા મ્હારી વિરૂદ્ધ થઈ મને જોર જુલમથી પરણાવશે મ્હારા અહીં રહેવાથી આ પરિણામ આવશે શું ! વ્હાલા તમે આટલું જાણ્યું છતાં મને અત્રે નાખી જવા ખુશી છો ? નહી જ મને તમારી સાથે જ રાખવી ! પ્રેમદાનના વિશ્વાસે હું તમારી સાથે આવીશ મને ત્યજશો મ્હારી સાથે દગો કે વિશ્વાસઘાત કરશો તો ઈશ્વર તથા સર્વ દેવતાઓ તમને શિક્ષા નહી કરે ? કાલે હું બળભદ્રના દર્શન કરવાને નિમિત્તે જઇશ, દેવાલય આગળ વિશાળ બાગ વચ્ચે મહેલ છે, તેમાં રાત્રી ગાળવાનું કહી અહીંથી જઇશ બગીચો મ્હોટો તળાવના કિનારાપર છે, તે કિનારાની લંબાઇ ઘણી છે પણ પ્હોળાઇ ટુંકી છે કિનારાની આ પાર દેવાલયમાં ચોકી પ્હેરો રહે છે પણ તળાવને સામે કિનારે ચોકી રહેતી નથી તમે એક મછવો છેક સંધ્યાને સમયે રાત્રીની શરૂઆતથી લગભગ બગીચાના નાકાના તલાવપરના ઘાટપાસે લાવજો હું કિનારાપર હોઈશ ત્યાથી આપણે મછવો હંકારી જઈશું."

આ પ્રમાણે ગોઠવણ કરી મહારમાના વિચારને સંમત થઇ યુસુફખાન પોતાને ઉત્તારે આવ્યો રાજકુંવરી મહારમા

સર્વ રાજવૈભવનો ત્યાગ કરી એક લુટારા સાથે નાશી જવા તૈયાર થઇ ગઇ ભાવિ અજબ છે પ્રેમ ખરેજ વિચિત્ર છે પ્રેમાન્ધ બનેલી બાળા પ્રેમના મદમા ઉન્મત્ત બની પોતાનો દરજ્જો, પોતાની જાત ભુલી એક લુટારા સાથે નાશી જવા તેયાર થઇ વાહ ! પ્રેમ ! ત્હારી કેવી બલીહારી ! ખરે જ "પ્રેમ ન જુએ જાત કુજાત" એ સિદ્ધાન્ત આ સ્થાને સિદ્ધ ઠરે છે

બીજે દિવસે યુસફખાને સર્વ તયારી કરી શહેરમા આવી છુપી રીને રહેલી સો એક માણુસની ટોળી જુદે જુદે માર્ગેથી શહેરની બ્હાર પ્રભાત થતા નીકળી જઈ હનુમાનના મદિરના માર્ગમા આવેલા અરણ્યમા એકઠી થઇ અને અહમદખાનની સરદારી હેઠલ તળાવને સામે કિનારે અરણ્યમા છુપાઇ રહેવા કઇ જગ્યા નક્કી કરવી તેની શોધમા નીકળી પડી બપોરે યુસફખાન મહારાજાને મળ્યો. શિકારે જવાની પરવાનગી મેળવી પોતાનાં સો માણુસો સાથે શિકારને બ્હાને નીકળી પડયો રોકડ ઝવેરાત સીપાઇઓની કમરે બાધેલા હતા અને રાતોરાત ભારે સામાન થોડે થોડે કરી અગાઉથી પસાર કરી ગયા હતા

સધ્યા પૂર્વે પોતાની આગલી ટોળી સાથે યુસફખાન જોડાયો. હલેસા મારવા ત્રણ ચાલાક માણુસો તેયાર કર્યા. શેરખાને તલાવકાઠેના કોઇ ગામડામાથી ગમે રકાસ્તે

આપી એક મછવો યુક્તિથી ખરીદી સંકેતવાળા સ્થાને લાવી મુકવા કહ્યું અહીં કેવી રીતે વર્તન કરવુ એ બાબત બધાને જુદા જુદા હુકમો આપી બે ટોળીના માણસોને તળાવની બન્ને તરફ વ્હેંચી જો દુશ્મનો આવે તો તેમને તે તરફથી થોડો વખત રોકવા અને અંતે વિખેરાઇ જવાનો હુકમ ફરમાવ્યો અને બીજા માણુસોને ન્હાની ન્હાની ટોળીમા વ્હેંચી નાખી તળાવનો કિનારો સંભાળવા અને પોતે નજી-કમા આવે કે તરત સાથમા જોડાઇ જવાની તાકીદ આપી

આ બધી વ્યવસ્થા થઇ રહી ત્યા શેરખાન એક મછવો લાવવાના ખબર લાવ્યો તરત જ યુસફખાન, અહમદખાન અને શેરખાનને પોતા સાથે રાખી ચુંટી કાઢેલા ત્રણ મછવા હાંકનાર સાથે મછવામા બેઠો મછવો હનુમાન-બળભદ્રના મંદિર તરફ હંકારાયો મંદિરનો બાગ સોએક વાર દૂર હતો કિનારા તરફ મછવો વળ્યો ત્યા ન્હાની ગાસડીઓ સાથે પ્રમીલા અને મહમ્મા કિનારાપર તૈયાર ઉભેલા દેખાયા. સંધ્યા પૂર્ણ છવાઇ રહી હતી ઝાંખુ ઝાંખુ સર્વ સ્થળે દેખાતુ હતુ. કિનારા પર મછવો આવી પ્હોચે છે ત્યા મંદિરની કીલ્લેબંધીના એક બુરજ-પરના પ્હેરેગીરની નજર મછવા ઉપર પડી. તેણે ભયની બુમ મારી. ભયનો પોકાર વારવાર થવા લાગ્યો. મછવો ઘાટને અડકયો ત્યા મહમ્મબાની સખીઓ ગાભરી ગાભરી



પ્રેમિઓનું પલાયન

દોડતી દોડતી ભરેલે શ્વાસે ઘાટના મથાળા ઉપર આવતી દેખાઇ અને બગીચાના ખુલેલા દારમાથી બસોએક સીપાઇઓ કિનારા તરફ દોડતા આવતા દેખાયા તેઓ હજી ઘણા દુર હતા મહુમ્બા અને પ્રમીલા આણેલા સામાન સાથે મછવામા કુદી પડયા—મછવો પાછો ઉપડયો માણુસો કિનારાપર આવી પ્હોચ્યા પણ મછવો તળાવમા પૂરપાટ વહ્યો જતો હતો.

યુસફ્ખાને મહુમ્બાને પોતાના સ્થાને બેસાડી ને પોતે તથા શેરખાને હલેસા મારવામા મદદ આપી મછવાની ગતિમા તીવ્ર વેગ આપ્યો મછવો ત્રણ ભાગ રસ્તો વટાવી ગયો હશે, ત્યા હનુમાનના મંદિર વાળા કિનારેથી ત્રણ મછવા તેની પુઠે છુટેલા દેખાયા તેઓ આગળ ભાગતા મછવાને પકડી પાડવાને હલેસા મારવામા બહુ શ્રમ લેતા હતા પણ તે મછવો તેમનાથી ઘણે દૂર નીકળી ગયો હતો સામે કિનારે ચોકી કરતી યુસફ્ખાનની સાવધ ટોળી પોતના સ્વામીના મછવાને આવતો દેખી કિનારાપર આવી ઉભી થોડીવારમાજ યુસફ ખાન મહુમ્બા સાથે કાઠે ઉતર્યો એક અશ્વપર મહુમ્બાને ને બીજા ઉપર પ્રમીલાને બેસાડી બાકીના પોતપોતાના અશ્વ ઉપર સ્વાર થઈ ત્યાંથી ઘોડા અરણ્યમા મારી મુક્યા પુંઠ પકડનાર માણુસો તેમની પાછળ ચાલ્યા આવશે, એવી

યુસફખાનને ધાસ્તી નહોતી. કારણ તને ખાત્રી હતી કે, તારાઓના પ્રકાશથી રાત્રી છતાં તેમણે જોયું હશે કે નાશી જનાર માણસોની સખ્યા તેમના કરતા ઘણી વધારે છે એટલે વધારે કુમક મળતા પૂર્વે તેઓ તેની પુંઠ પકડવા હીમ્મત કરશે નહી પરતુ પ્રભાત પ્હેલા આ સમાચાર ચોકસ રાજધાનીમા પ્હોચી જશે, તેમજ સર્વંત્ર લાખે સુધી ફરી વળશે, અને ત્વરાથી બારીક શોધ ચાલશે પર્વતોમા, જગલોમા, ને ખુણેખોચરે પણ પોતાની શોધ થવાની એક એક વન તેઓ ખુદી વળશે

મછવામા એક અક્ષર પણ કોઇથી બોલાયો ન હતો મલ્લમા ઉશ્કેરાયલ. અને ફીકી પડી ગઇ હતી, તેથી યુસફખાનને તેને તેના વિચારમાજ નિમગ્ન રાખવાનુ યોગ્ય ધાર્યું માર્ગમા જગલમા તે તેની સાથે ને સાથજ હતો ખાડા ટેકરાવાળી જગ્યોમા પોને તેને મદદ આપતો તથા ઉત્તેજીત શબ્દો બોલતો અધકાર પૂર્ણપણે વ્યાપ્યો માર્ગ બીલકુલ દેખાતો બધ ગયો, ત્યારે મશાલો સળગાવી તેઓ માર્ગ કાપતા થયા માર્ગમા અનેકવાર મલ્લમાને શ્રમ પડવાને લીધે થોભવા કહ્યુ, પણ તે હજુ શ્રમિત નથી, તેમ આગળ વધવાને હજુ તે શક્તિમાન છે. એમ જણાવી ના પાડતી હતી થોડીકવારમા એક ખુલ્લી જગ્યા જોઇ સર્વેએ ત્યા મુકામ કર્યો.

" રાત્રી આપણે આજ સ્થાને કાઢીશુ આપણે ઘણો

પંથ કાપ્યો છે. આખા દિવસની રખડપાટથી મ્હારા માણુસો થાકી ગયા છે, તેમ આવતી કાલે હજુ આખો દિવસ તેવીજ રખડપાટ કરવાની છે. ગમે તેમ કરી કાલે વિજયાનગરની હદ વટાવી દેવી જોઇએ." મલ્લુમ્બાને યુસફ્‌આને શરીર સમાચાર પુછતા કહ્યું.

યુસફ્‌ખાન આમ બોલતો હતો તે વખતે પ્રમીલાએ પોતા માટે એક મ્હોટા ઝાડ નીચે ઘોડાનો ચારજામો પાથર્યો હતો, તે ઉપર મલમ્બા બેસી ગઈ તે તદ્દન થાકી ગઈ હતી. પૂર્વની રાત્રીએ તેને વિચારો આવવાથી નિદ્રા ન્હોતી આવી. તેમ આખો દિવસ ઉચ્ચાટમા ગાળેલો હતો પોતાથી ઇચ્છા બર લાવવાના જોશમા તેમ વારવાર ઉશ્કેરણીના શબ્દો સાભળવામા તેને અત્યારસુધી શ્રમ જણાતો નહોતો, પણ હવે તે તદ્દન થાકી ગઇ હતી એટલે તેણે યુસફ્‌ખાનની પડાવ નાખવાની વૃત્તિને અનુમતિ આપી.

મનનો જોમ શાત થતા શ્રમ ઘણો લાગે છે, અને મન નિદ્રાવસ્થા ભોગવવા આકર્ષાય છે, તેમ મલ્લુમ્મા થોડીવારમા ગાઢ નિદ્રામા પડી.

પ્રભાત થતા માણુસો તૈયાર થઇ ગયા યુસફ્‌ખાને મલ્લુમ્બા પાસે જઇ પુછ્યું. "મલમ્બા! ખાવનુ તૈયાર છે, જરા નાસ્તો કરી લ્યો."

આનદમા આવતી મલ્લુમ્બાએ કહ્યુ "હુ તૈયાર છું આજની નિદ્રાએ મ્હારામા- આશ્ચર્યજનક ફેરફાર કર્યો છે. મ્હારો થાક તદ્દન ઉતરી ગયો છે."

આખી ટોળીએ જેમ તેમ નાસ્તો કરી કુચ કરી રાત્રી પડતા કૃષ્ણાને તીરે આવેલા ગાઢા અરણ્યમા છુપાયા. રાત્રીમા તરાપાઓ તૈયાર કરી, એક નિર્જન વિકટ સ્થાને જ્યા કોઇપણ ચોકી પહેરો નહોતો અને જ્યા કોઇનો પણ જવા આવવાનો સભવ નહોતો ત્યાંથી તરાપાપર બેસી કૃષ્ણા વટાવી આખી ટોળી બીજાપુરની હદમા દાખલ થઇ. હવે તેમને જરાપણ ભીતિ નહોતી રાજમાર્ગ પકડી છુટથીક બીજાપુરનો માર્ગ લીધો.

હવે આ તરફ વિજયાનગરના વર્તમાન તરફ નજર કરીએ પ્રભાત થતાજ કુંવરીના યુસફખાન સાથે નાશી ગયાના સમાચાર વિજળીની ઝડપે શહેરમા ફેલાઇ વળ્યા. મહારાજાને આ સમાચારથી સજ્જડ ધકકો લાગ્યો. તેણે પોતાના વાળ પીંખી નાખ્યા. તેના ક્રોધનો પાર રહ્યો નહીં. પોતાની કૃતઘ્ની પુત્રીપર હાડોહાડ લાગી ગઇ. સૈનિકોને ચોમેર આ હરામી ભાગી જનારને શોધી પકડી લાવવાને દોડાવ્યા લાંબે સુધી શોધખોળ ચાલી રહી અનેક સ્થળે આ વાત ચર્ચાવા લાગી. મહારાજાએ સખત ફરમાનો કાઢયા, અને ઢ ઢેરો પીટાવ્યો કે, "જે કોઇ યુસફખાનને જીવતો કે મુએલો પકડી મ્હારી સમક્ષ રજુ કરશે તેને મ્હોટુ ઇનામ આપવામા આવશે" ઘણા માણસો શોધમા નીકળી પડયા, પણ કુંવરી કે તેને નસાડી લઇ જનરનો પત્તો મળ્યો નહી

---

## પ્રકરણ ૮ મુ.

# વિજયાનગરનું યુદ્ધ

" To victory ' " is at once the cry of all

*    *    *    *

But instant the huge gates are flung a-ide
And forth, like a diminutive mountaintide
Into the boundless sea, thy speed their course
Right on into the Moslems mighty force

*    *    *    *

Desperate the deed—such as they only cast,
Who venture for a world, and state their last.
But fates no longer with him,-blade for blade,
Springs up to meet them through
the glimmering shade,
And as the clash is heard, new legions soon
Pour to the spot,-like bees of Kauzeroon
To the-Shrill summons-till at the length
The mighty camp swarms out in all its strength,
And back to Nehshele's gates, covering the plain
With random slaughter, drives
the adventurous train.

( Lala Rookh )



શી આવેલું પ્રેમી યુગલ બીજાપુર મ્હોચ્યું કે તરત મુસલમાન ધર્મ પ્રમાણે પ્રસિદ્ધપણે તેમના લગ્ન થયા. યુસફખાન વિજયાનગરથી અધિક ધન ઘસડી લાવ્યો હતો તેમ અઢળક કીમતી ઝવેરાતો તેની પાસે હતાં. આવી રીતે નાણાની મદદથી મુસલમાન રાજ્યો-માંથી તે માણુસો જમાવવા લાગ્યો બીજાપુર છુપી રીતે તેને મદદ કરવા લાગ્યુ બીજા પણ મુસલમાની રાજ્યોને વિજયાનગરનો નાશ ઇષ્ટ હતો તેમને શ્રમ ન પડે, ને બ્હારોબ્હાર વિજયાનગરનો ધ્વંશ થતો હોય, તો તેમા તેઓ છુપી મદદ આપવા તત્પર હતા. આવી સધિની રાહ જોનારને યુસફખાન જેવુ સાધન મળી આવતા તેને છુપી મદર આપવા લાગ્યા. કદાચ દાવ અવળો પડે અને યુસફખાનનો નાશ થાય, તો તેમને ન્હાવા જવુ પડે તેમ ન હતું. જો ચાન્લ મદદ કરે તો વિજયાનગર સાથે ઉઘાડું વૈર બધાય આવા વિચારથી બીજાપુર, ગોવલકાંડા, બેડગ, અહમદનગર વગેરે મુસલમાન રાજ્યોએ છુપી રીતે યુસુફખાનને મદદ આપવા માડી અને પોતાના સન્યો છુટા છુટા કરી લુટારૂ ટોળીઓ પેઠે ન્હાની ન્હાની ટુકડી-

ઓમા આવી વિજયાનગર સામે યુસફખાને ઉઠાવેલા બડના ઝુડા તળે એકઠા થયા તેમ જ યુસફખાનનુ શુરવીરપણુ તથા ચાતુર્ય–આ બે ગુણોથી લુટવાનો ધધો કરનાર સખ્યાબધ તેની ટોળીમા સામેલ થયા વળી ઘણા મુસલમાનો અને હીદુઓ, પૈસો આપે તેજ ધણી—એ વૃત્તિવળા પણ આ લુટારા સૈન્યમા દાખલ થયા ટુક સમયમા તો તેના ઝુડા નીચે ઘણુ મ્હોટુ સૈન્ય જમાવ થયુ પોતાના હાથતળે આટલુ મ્હોટુ સૈન્ય ઝડપથી જમાવ થવાથી યુસફખાન ખુબ ફુલાયો મદમા ભાન ભુલ્યો, અને જોરજુલમથી વિજયાનગરના રાજા પાસેથી તેની કુવરી મહીમ્મા તેના મૃત્યુપછીની ગદીવારસ છે એવુ ઠરાવવા હીમ્મત કરી તેને વિજયાનગરનુ રાજય મુઠીમા લાગ્યુ, અને રાજાને એક મગતરા માફક ચપટીમા દાબી દઇશ એમ અહકારથી મનમા ફુલાવા લાગ્યો તેના દિવસ હવે ભરાઇ રહ્યા હતા તેને આ વિપરિત સુઝયુ વિજયાનગરના રાજ્યની તેને હવે ભુખ લાગી આ મદોન્મત્તપણાનુ પરિણામ તેને ભારે થઇ પડયુ હવે તેણે પૂર્ણ જુસ્સાથી વિજયાનગરપર ચઢાઇ કરવાની તૈયારી કરવા માડી તેની સરદારી તળે લાખ દોઢલાખને આશરે માણસનો જમાવ થયો હતો, મુસલમાની રાજયો તરફથી છુપી રીતે તેને અનુમોદન તથા ઉત્તેજન મળતુ હતુ ચઢાઇની સર્વ તૈયારી ધમધોકાર ચાલી રહી

કુવરીના રાજ્યપરના હકને માટે યુસફખાન મ્હોટા સૈન્ય સાથે વિજયાનગરપર ચઢાઇ લાવવાનો છે એ સમાચાર મહારાજા વિરૂપાક્ષને મળતા પોતાની કૃતઘ્ની પુત્રીપરનો ક્રોધ હજુ પ્રજ્વલી રહ્યા હતો તેમા બળતામા ઘી હોમાયા જેવુ થયુ તેનો ઘણોજ મ્હોટો ભડકો થયો. મહારાજાનો ક્રોધગ્નિ વિફર્યો એક તો કુવરીએ મુસલમાન લુટારા સાથે નાશી જઈ કુળને કલકિત કર્યુ અને વળી ઓછામા પુરૂ પાછી તે રાજ્યપર હકમાટે દાવો કરવા નીકળી છે! આ વિચારથી તેનો જુસ્સો વધારે ઉછળ્યો અને યુસફખાનને કચડી નાખવા એક પગે તૈયાર થઇ રહ્યો ધર્મદ્રોહી, કૃતઘ્ની પુત્રી તથા દુષ્ટ યુસફખાન તરકડાને–બન્નેને જે કોઇ મુવેલા અગર જીવતા પકડી લાવે તેને અઢળક દ્રવ્ય ઇનામમા આપવાના ફરમાનો ઠેકઠેકાણે મોકલ્યા પોતાના પુત્ર તીરૂમલ સાથે વિવાહિત થયેલી મહમ્માના નાસી જવાથી પોતાની આબરૂને બટ્ટો લાગ્યાથી દિવાન નરસિહ પણ ઘણો ચીઢાયો હતો તેણે પણ મહારાજાના ક્રોધાગ્નિને પુરતી આહુતિ આપી મુસલમાન સૈન્ય સામે તેનો નાશ કરવા સૈન્ય મોકલવાની સર્વ તૈયારી કરી આસપાસથી મ્હોટુ સૈન્ય રાજ્યમા લડાઇ માટે એકઠુ કર્યુ, અને તેની સરદારી મહારાજાએ નરસિહને આપી કુવરી તથા યુસફ ઉપર પોતાનુ વેર લેવાના ઠરાવથી આવેશમા આવી જઇ

નરસિંહે બે એક લાખ માણસના પ્રબલ સૈન્યની શહેર બ્હાર છાવણી કરી શહેરના રક્ષણ માટે બે ત્રણ લાખ માણસોને અંદરના ભાગમા રાખ્યાં આવી રીતે દુશ્મનો સામે ટક્કર લેવાની સર્વ તૈયારી કરી રાખી

યુસફ્ખાન પણ પાકો બંદોબસ્ત થતા દોઢલાખ માણસના જબરદસ્ત સૈન્ય સાથે શુભ મુહૂર્ત જોઇ નીકળ્યો. મહીમ્મા માટે આ ચઢાઇ કરી હતી તેથી તેને પણ સાથે રાખી માર્ગમા અપશુકન થયા તે તેણે ગણકાર્યા નહી. બીજાપુરની હદ વટાવી કૃષ્ણા ઓળંગી વિજયાનગરની હદમા દાખલ થયાં નદી ઉતરતા તેમને અટકાવવાને હીંદુઓનુ સૈન્ય દ્દષ્ટિએ પડ્યું નહી તેથી આશ્ચર્ય પામ્યા, અને નિર્ભયપણે બેધડક વિજયાનગરના રાજ્યમા ઘુસ્યા. તેઓએ સીધો રાજ્યધાની તરફનો માર્ગ લીધો. માર્ગમા જે કોઇ ગામડું, શહેર આવે તેને લુટતા, બાળતા પાયમાલ કરતા આગલ વધતા ગયા. અસંતુષ્ટ થયેલા લોભી લોકોનો-લુટારાઓનો-ભરાવો સૈન્યમા જેમ જેમ આગળ કુચ કરતા ગયા તેમ તેમ થવા લાગ્યો આશરે બીજાં વીસ પચીસ હજાર માણસો સૈન્યમા દાખલ થયા અંતે રસ્તે કોઇ પણ હીંદુસૈન્યનો ભેટો ન થતા, એક લડાઇ પણ થયા વગર રાજ્યધાની શહેર વિજયાનગરની નજીકમા છાવણી યુસફ્ખાને નાંખી.

મહાભિમાનના આવેશથી છકેલા યુસફખાને મહમ્મદના ગાદીવારસ માટે હક કાયમ કરવાને પોતાની સાથે મેળાપ કરવાની વ્યવસ્થા રાખવાને ઉદ્ધતાઈ અને ભયદર્શક સંદેશા જાસુસ મારફતે મહારાજાને મોકલાવ્યા દિવાનની સલાહથી ક્રોધથી ઉભરાયલા મહારાજાએ ઘણા જ તિરસ્કાર સાથે તે જાસુસનો નાશ કરવા આજ્ઞા આપી સંદેશાની ગણના કરી નહી તે જ વખતે દિવાનને નીચ દુશ્મનોને મારી હઠાવી કાપી નાખી કૃતઘ્નિ કુલકલંકિની પુત્રી તથા દુષ્ટ દગો દેનાર યુસફને કેદ કરવા અથવા ગમે તે પ્રકારે મારી નાખવા ફરમાન કર્યુ

શહેર બ્હાર છાવણી નાખી પડેલા પોતાના સૈન્યમા દિવાન નરસિંહ આવી પ્હોચ્યો હુકમ થવાની સાથે સૈન્ય તૈયાર થયુ. મુસલમાન સૈન્ય તો તૈયાર હતુંજ ઉભય સૈન્યની વચ્ચે વિજયાનગર શહેરની બ્હાર તુમુલ યુદ્ધ થયુ

ઘણીજ સખત લડાઈ ચાલી કેટલોક વખત સુધી તો કયો પક્ષ જીતશે એ અચોકસ રહ્યુ ઘડીકમા મુસલમાનો ફાવતા દેખાય તો ઘડીકમા હીદુઓનું વર્ચસ્વ દેખાતુ. આ પ્રમાણે ખુનખાર હાથોહાથની લડાઈ ચાલવા માડી ડોકાઓ ઉડવા લાગ્યા બન્નેપક્ષોમા સખત કાપાકાપી ચાલી ઘાયલ થયેલાની ચીચીયારી, ઘોડાઓના દુ ખજનક ખાખારા, હસ્તીઓની ચીસો, હથીયારોના ખણખણાટ અવાજ—આ સર્વથી આખુ મેદાન ભયાનક દેખાવ આપવા લાગ્યુ "હર-

હર મહાદેવ, જય કાલી, જય દુર્ગા" "અલ્લાહો અકબર, 'દીન, દીન' ના પોકારોથી આખુ મેદાન ગર્જી રહ્યુ ઉભય પક્ષ જીવપર ઉદાર થઇ લડતા હતા ઘડીકમા 'અલ્લાહો અકબર, દીન દીન" નો વીરનાદ "હરહર મહાદેવના" નાદને દાબી દેતા વિજય મેળવતો દેખાતો તો ઘડીકમા "હરહર મહાદેવનો" પોકાર શંખનાદ પેઠે ગાજી રહી વિજય મેળવતો જણાતો હતો આ પ્રમાણે બે પ્રહર સુધી ખુનખાર લડાઇ ચાલી ઉભય પક્ષમાથી કોઇ પક્ષ પાછો હઠતો દેખાયો નહી સધ્યા પડતા લડાઇ બધ થઇ અને ઉભય સૈન્ય પોતપોતાની છાવણીમા ગયુ અને દુશ્મનનો રાત્રે ઓચિન્તો હુલ્લો ન આવે તે માટે બન્ને પક્ષે જાગૃત રહી સાવધતાથી રાત્રી પસાર કરી આગલા દિવસે થયેલા ઘોર સગ્રામમા ઉભય સૈન્યનો ઘણો કચડઘાણ નીકળી ગયો હતો દરેકના દસથી બાર હજાર વીરો ધરણીએ ઢળ્યા હતા.

પ્હો ફાટતા જ ઉભય સરદારો પોતાના સૈન્ય સાથે તૈયાર થયા પુન 'હરહર મહાદેવ" અને "દીનદીન"ના પોકારથી રણક્ષેત્ર ગાજી રહ્યુ. તુમુલ યુદ્ધ પુન શરૂ થયુ ચારે પાસથી હીંદુઓ જબરદસ્ત હલ્લો લાવ્યા મુસલમાન સૈન્ય દબાવા લાગ્યુ. જોઇએ તે રીતે પણ આજે લડાઇનો અત લાવવાના ઇરાદાથી દિવાન નરસિહે ખરેખર નૃસિહ રૂપ ધર્યું "મારો, મારો"ના શબ્દોનો ધ્વનિ ઉઠયો કર્ણ બધિર થયા બેઉ સૈન્ય એકમેકમા એવા ભેળાઇ ગયાં

કે પોતાની કે પારકાની ઓળખ રહી નહી. ઝનુનથી બન્ને સૈન્ય લડવા લાગ્યા. વીરોના અંગમા વીરશ્રી ધુણવા લાગી સૂર્યના પ્રકાશમા વીરશ્રીની તરવારો ખણખણાટ કરતી ચમકવા લાગી. બેઉ દળના મધ્યભાગે લોહીની નદીઓ વ્હેવા લાગી યુદ્ધની સીમા થઇ. આખરે હીંદુઓના જબરજસ્ત મારાથી મુસલમાન સૈન્ય ધીમેધીમે હઠવા માડયુ ચતુર યોદ્ધા યુસુફખાન ચેત્યો. તેણે પોતે અતૂલ વીરતા દાખવી સૈન્યને પાનો તે ચઢાવવા લાગ્યો પુન હીમ્મત આવી જોસમા આવી હીંદુઓપર હલ્લો કર્યો પણ એક વખત ત્રુટેલી હીમ્મત પુન સંધાતા ઘણો વખત ટકી શકી નહી. મુસલમાનના ઘા હીદુઓએ બ્હાદુરીથી ઝીલ્યા. અને 'હરહર' નો પોકાર કરતા આગળ વધવા માડયુ. મુસલમાનો નાહીમ્મતવાળા થતા પાછા હઠયા હીંદુઓનો મારો વધતા તેમનામા સપૂર્ણ ભગાણુ પડયુ. તેઓ હવે ભીરૂ બની ચોમેર ફાવ્યુ તેમ નાસવા લાગ્યા યુસફખાને તેમને અટકાવવા ઘણી મહેનત લીધી પણ વ્યર્થ ગઇ, આભ ફાટયુ ત્યા થીગડુ કયા દેવાય? અંતે તેને પણ નિરાશા સાથે નાસવાની ફરજ પડી મલ્લમ્બા પણ પોતાના સ્વામી સાથે નાઠી હીંદુ સૈન્યે મુસલમાન છાવણીનો કબ્જો લીધો, અને ભાગતા યુસફની નરસિંહે પુઠ પકડી.

વેર-દ્વેષાગ્નિથી પૂર્ણ ક્ષુબ્ધ થયેલા નરસિંહે તેમનો પુરો પીછો લઇ તેમને કેદ કરવાનો નિશ્ચય કર્યો હતો.

નાસતો યુસુફ પોતાની પત્ની સાથે રહેલ સહેજ ટોળી સાથે કૃષ્ણા ઉતરી બીજાપુરની હદમા દાખલ થઈ જવા સરહદ પર આવી પ્હોચ્યો પરતુ પડતીનો કોણ સગો થાય ! એ કહેણી મુજબ બીજાપુર સરકારે તેને પોતાની સરહદમા દાખલ થવા ના પાડી અને કહેવડાવ્યું કે ,"તમારે માટે અમે વિજયાનગર સાથે ખુલ્લી રીતે વેર બાધીશુ નહી જો તમો અમારી હદમા આવશો તો તમને પકડી વિજયાનગર મોકલાવી આપીશુ '

આથી હતાશ થતો યુસુફ નસીબપર હાથ મુકી વિજયાનગરની હદમા પાછો ઘુસ્યો ગોવલકાડા, બેદર વગેરે સ્થળે પોતાને આશ્રય આપવા કહેણ મોકલ્યા પણ સર્વ બદલાઇ ગયા હતા વિજયાનગરના ચોરને જાહેર આશ્રો આપવા તેમનામા હીમ્મત નહોતી એટલે સર્વ તરફથી યુસુફના આશ્રય મેળવવાના ફાફા ફોગટ હતા જ્યારે સર્વે એ ચોખ્ખી ના પાડી ત્યારે નિરાશ થઇ યુસફે પોતાની પ્રિયા સાથે પર્વતોનો આશ્રય લીધો



## પ્રકરણ ૯ મુ.

# પ્રેમીઓનુ પકડાવુ



યુસફખાન અને કમભાગ્ય રાજકુવરી મહેરબાના સુખના સુર્યનો હવે અસ્ત થવા આવ્યો, અને ભયંકર દુખરૂપી અંધકારમય ઘોર રાત્રીના તેઓ ભોગ થઇ પડયા તેમનો નાશ—તેમનો કાળ તેમનાપર ડોળા ઝુકાવી રહ્યો હતો તેઓના અત્યન્ત બેહાલ થયા અધુરામા પુરૂ મહેરબા બેજીવવાળી હોવાથી યુસફખાનને નાસભાગ કરવામા વિલંબ કરવો પડતો આથી પકડાઇ જવાની વારંવાર ધાસ્તી રેહતી હતી તેની પાસે રહેલુ બાકીનુ દ્રવ્ય તેની સાથે જોડાયેલી લુટારૂ ટોળી બળજોરીથી હસ્તગત કરી લઇ ત્યાથી પલાયન કરી ગઇ હતી દ્રવ્યહીન હતાશ થતુ આ પ્રેમી યુગલ નસીબદેવીને શ્રાપ આપતુ આગળ નાસવા લાગ્યુ પૈસો નહી, રહેવા ચોકસ સલામત સ્થળ નહી, આજે અહીં તો કાલે કયા ના કયા! એમ વગડામા દિવસ કાઢવાના તેમા વળી સગર્ભા સ્ત્રી, તેને પુરા દિવસ થતા હોવાથી તેનાથી નાસભાગ થઇ શકતી નહોતી અરણ્યના આ કષ્ટો તેનાથી સહન થઇ શકતા નહી યુસફખાનની આવી દુર્દૈવ—સ્થિતિમા માત્ર

અહમદખાન, શેરખાન અને દસવીસ માણસો તેની પાસે રહ્યા હતા બાકીનાઓ સુકા વૃક્ષ ઉપરના પક્ષીઓ પેઠે તેને ત્યજી ગયા હતા

અરેરે ! જેણે પૂર્ણ રાજવૈભવ ભોગવેલો, જે રાત દિવસ મોજમજાહ-આનદમા ઉછરેલો તે રાજબાળાને અરણ્યમા એક સાધારણ ભીલ સ્ત્રીની પેઠે રખડવુ પડે છે અને ખાવાપીવાના પણ સામા પડે છે ! વિધાતાની ગતિ અકળ છે

એક સ્થળે નિર્ભય થઇ તેઓ મુકામ કરે ત્યા "ઓ આવ્યા, ઓ આવ્યા" ની બુમો પડે કે તરત તેમને નાસવુ પડે કોઇ કોઇ વખત હોદુદળ પાછળ આવી પ્હોચ્યુ છે એમ ખબર થતા પીરસેલુ ભોજન એમને એમ પડતુ મુકી તેમને નાસવુ પડતુ આવી દુ ખી અવસ્થા થઇ રહી રહેવા, સંતાવા એકે ઠામ ઠેકાણુ નહતુ આજે બા ? ડુગર પર તો કાલે બીજા પર એમ અથડાવુ પડતુ

તેમને પ્હાડેમાથી હાકી કાઢવા તથા તેના શીકાર કરવા નરસિહે નક્કી કર્યુ હતુ તે બરોબર તેમની પુઠે લાગ્યો હતો તેઓ તેને ઘણુ હંફાવતા પણ કરે શુ ! તેણે તો એક સિદ્ધાન્તથી એક જ નેમથી તેમની પુઠ પકડી હતી તેમને એક સ્થાને જંપથી ક્ષણ પણ બેસવા દેતો નહી તેને તો તેમનો નાશ જ ઇષ્ટ હતો. આટલો

આટલો શ્રમ લેતા છતા તેઓ પકડાતા નથી, તેમ સકંજામા આવતા પણ નથી એ જોઈ નરસિંહનો ક્રોધાગ્નિ દિવસાનુદિવસ વધતો ગયો અને તેની જવાળાથી યુસફખાનની ટોળીના માણસોને સતાપવા લાગ્યો દિવસોના દિવસો વહેવા લાગ્યા તેમ તેમ હતભાગ્ય પ્રેમીઓની વિપત્તિઓ વધવા લાગી અને તેના બચાવના સાધનો ઓછા થતા ગયા, તેમની ચિંતાનો પાર હવે રહ્યો નહી. તેઓ હવે પકડાઈ જશે એમ તેમને બીતિ લાગવા માડી કેટલીકવાર પકડાતા પકડાતા બચી ગયા હતા જેને માટે અનેક કષ્ટો સહન કરવા પડયા તેવી પોતાના જીવથી વ્હાલી પ્રિયાના પર પડતા દુખોથી યુસફ દીવાના જેવો થઇ જતો જે શ્રીમંતાઇના સુખમા ઉછરેલી તે અત્યારે અત્યન્ત દુખી જીંદગીમા ભટકતી ખડકોમા, પ્હાડોમા, ગુફાઓમા પણ ભયયુક્ત જોખમમા હતી ચાર પાચ દિવસ સુધી લાગલગટ કાંઇપણ ખાવાનુ મળતુ નહી આવી દુખદ સ્થિતિમા આ પ્રેમી જોડું આવી પડયુ હતુ

આવા વિપત્તિના દિવસોમા પ્રમીલા તેમને વફાદાર રહી હતી તેના પર પડતા સંકટોમા તે પણ ભાગ લેતી ને ધીરજ આપતી હતી. હીંદુઓએ તેમની બરોબર પુઠ પકડી હતી, અને તેથી ખાવા પીવામા પડતા કષ્ટમય સંકટો વેઠવાનો ત્રાસ અતિશય થતો યુસફખાન પોતાને શ્રાપ આપવા લાગ્યો; અને પોતે આ રાજકુંવરીને મૂર્ખાઇથી ફસાવી

તે માટે પોતાના મનને ધિક્કાર આપવા લાગ્યો તેમજ જો વિજયાનગરપર ચઢાઇ લાવવાનું મૂર્ખાઇભરેલુ પગલું ન ભર્યું હોત, અને જે અઢળક દ્રવ્ય સાથે હતુ, તેવડે રાજકુંવરી સાથે વિજાપુરમા મોજમા, આનંદમા, સુખચ્હેનમા દિવસ નિગમન કર્યો હોત તો કેવું સારૂ થાત? આવા વિચારો તેના મગજ ને સતાવવા લાગ્યા પોતાની પૂર્વસ્થિતિના સુખી દિવસો સભારી તે આ દુખી દિવસોપર દૃષ્ટિપાત કરતો અને નયનમા અશ્રુપાત ભરતો

વિપત્તિની રાશિમા હજુ ન્યૂનતા હોય, તેમ એક મ્હોટા પહાડ ઉપરની મ્હોટી ગુફામા મહરૂમાએ પુત્રને જન્મ આપ્યો, તેથી નાશભાગ કરવામા તેને સપૂર્ણ વિઘ્ન આવી પડયુ તેના તેટલા વખતના સદ્ભાગ્યે હિંદુઓ તેના એકાન્તવાસથી અજ્ઞાન રહ્યા, અને તેઓ આગળ ને આગળ વધે ગયા. આથી થોડાક દિવસ કાંઇક શાતિમા ગાળ્યા પરંતુ, કમનશીબે આ તેમની ગુપ્ત રહેઠાણની હીંદુઓને તરતજ ખબર પડી હીંદુ સૈન્ય પુન. તેમને પકડવા આવે છે, એ જોતા બાળક સાથે નાસવુ પડયુ. સુવાવડી મહરૂમા અશક્તિને લીધે માર્ગ કાપી શકતી નહોતી હવે શું કરવુ ? એની પીડામા યુસફ્ખાન પડયો.

હવે તેમના દિવસ સંપૂર્ણ ભરાઇ રહ્યા હતા પુઠે પડેલ હીંદુ ટુકડી આ નાસતી ન્હાની ટોળકીની પાસે ને પાસે આવતી ગઇ, અને ટુકડમથમા તો લગભગ આવી

મ્હોટી હવે નક્કી પકડાઇશું જ કાતો તાબે થવું, અગર લડીને મરવું, એ શિવાય બીજો એક પણ માર્ગ રહ્યો ન હતો મુસફખાનની ટોળીમા માત્ર આઠથી દસ માણુસ રહ્યા હતા હીંદુઓની ટોળીમા પચ્ચાસેકની સખ્યા હતી હીંદુ ટોળીનો સરદાર એક યુવાન ખુબસુરત ચ્હેરાનો વીર હીંદુ હતો મહુમ્માએ આગળ પડી તેને પગે પડી દયા માગી "હુ ગમે તેવી પણ, ત્હારા રાજાની—વિરૂપાક્ષ મહારાજની પુત્રી છુ ! અરે એક નિરાધાર થયેલી અબળા છુ ! મને, મ્હારા પુત્રને અને મ્હારા સ્વામીને જવા દે ! ઇશ્વર, શ્રીદુર્ગા ત્હારૂં કલ્યાણ કરશે !" વિગેરે ગદ્‌ગદિત કઠે ઘુટણીએ પડી કાલાવાલા કર્યા આ દેખાવ કરૂણારસિક અને દયાજનક હતો

પોતાના મહારાજાની કુવરી—પોતાપર હુકમ બજાવવા લાયક રાજકુવરી, તે આજ તેના જ સેવકને પગે પડે છે, તેની દયા માગે છે તે જોઇ યુવાન સરદારનુ મન નિર્બલ થયુ તેના ચક્ષુ ભીના થયા, અને તે મૂઢ બની મુક ઉભો રહ્યા તેનુ મન ડગમગવા લાગ્યુ આ જોઇ કુવરીએ વધારે ને વધારે આર્જવ કરી છાતીફાટ રૂદન કરવા માડયુ આથી યુવાન સરદારનુ મન વધારે પીગળ્યુ પરતુ, તરતજ તેને કાઇ સ્મરણ થઇ આવતા તે બોલી ઉઠયો

"બ્હેન, માફ કરો હું લાચાર છું, મ્હારાથી તમારા આર્જવ પ્રમાણે થાય તેમ નથી તમે રાજકુવરી, મ્હારા



મહૂમ્માએ આગળ પડી દયા માગી

અન્નદાતાની પુત્રી તો ખરા, પણ હાલ સજોગ જુદો છે એટલે દયાનો માર્ગ નષ્ટ થયો છે. મ્હારા અન્નદાતા—મ્હારા મહારાજાના હુકમને અમાન્ય કરી શકતો નથી, દયા બતાવી સ્વામીદ્રોહી થઇ શકુ તેમ નથી—મ્હારી ફરજ મ્હારે બજાવવીજ જોઇએ. મને તમને પકડવા મોકલ્યો છે મહારાજાના હુકમનો અમલ કરવા હું આવ્યો છુ તેમા ફેરફાર કરવાને મ્હારી સત્તા નથી દયા કરનાર મહારાજા-તમારા પિતા સમર્થ છે, દયા કરવી કે નહી તે તેમના સ્વાધીન છે મ્હારે તો મ્હારો સેવકધર્મ બજાવવો જોઇએ હું કોઇ પણ રીતે તમોને બચાવી શકુ તેમ નથી તમને મ્હારે કેદ કરવાજ પડશે ચુસફખાન ! ચાલો જલદી તાબે થઓ નાહક, તમારા આ મુઠીભર વીરોને ન કપાવતા ! જો, સામા થશો, તો માત્ર એકજ હલ્લાનું કામ છે બોલો, શો ઉત્તર આપો છો ? ”

નિરભાગી મહુમ્મા પોતાની આજીજીની હવે કાંઇપણ અસર નહી થાય, એ જોઇ હતાશ થતી પાછી હઠી ચુસફખાને એકદમ વિચારપર આવતા રક્તનેત્ર સાથે સમશેર ખેચી, અને તે જોઇ તેની ન્હાની ટોળી પણ સજ્જ થઇ ગઇ

આ જોઇ હીંદુસરદારે પોતાની ટુકડીને પણ એકદમ હલ્લા કરવા હુકમ આપ્યો. તરતજ તેનો અમલ થયો. હીંદુ ટોળીએ એકદમ હલ્લો કર્યો તે હલ્લો મજબુત દીવાલ પેઠે અડગ ઉભેલા દસ વીરોએ અટકાવ્યો થોડો વખત યુદ્ધ ચાલ્યુ, પરતુ જ્યા એક એક સામે ચાર ચારની સખ્યા

ર્યા પછી તે ન્હાની વીર ટોળી ટકી શકી નહી યુસફખા-નના માણસો ટપોટપ પડતા ગયા પોતે પણ ઘાયલ થઇ પડયો તેને પડતો જોતા કારમી ચીસ પાડી અણુમ્મા બેશુદ્ધ થઇ તુટી પડી આખી ટોળી રણયજ્ઞમાં હોમાઇ

લડાઇ ચાલતી હતી, તે વખતે તેનો લાભ લઈ ન્હાના બાળકને લઇ પ્રમીલા નાઠી તેને નાસતી જોતા ત્રણ હીંદુ સૈનિકો તેની પુઠે પડયા, અને થોડા વખતમા તેઓએ તેને પકડી પાડી, બાળકને તેના હાથમાથી ખેચવા લગ્યા, પરંતુ તેણે બાળકને સ્વાધીન કરવા સાફ ના પાડી અને કમ્મરેથી કટાર ખેંચી કાઢી પ્રમીલા ગાડા જેવી થઇ બોલી·—" જે કોઇ પાસે આવશે, તેને પોતાના પ્રાણુનો ભોગ આપ્યા વગર છુટકો નથી " થોડી વખત ખેચતાણ ચાલી, પણ ત્રણ પુરૂષ આગળ એક અબળાનુ શુ ગજુ ! તે બિચારી જીવપર ઉદાર થઇ લડતી હતી, તેનો વધ કરી બાળકને લઇ તેઓ પોતાની ટોળીમા આવી ભળ્યા.

અહી પણ સર્વ કાર્ય ખતમ થયુ હતુ રાજકુંવરી તથા યુસફખાન પાસેથી સમશેર વિગેરે હથીયાર ખુચવી લેવામા આવ્યા હતા બન્ને જણ પુન· સાવધતામા આવતાં વિધાતાને દોષ આપતા હતા કમભાગ્ય રાજબાળા અત્યંત આક્રંદ કરતી હતી. યુસફખાન પણ હવે નશીબપર આધાર રાખી બેઠો હતો તેમને ઉદાહી અપમાન ન આપતા હીંદુ નાયકે પોતાની ટુકડીના મધ્યભાગમાં રાખી દીવા-નની છાવણીમા લઇ આવ્યો.

દીવાનની છાવણીમા આ કેદીઓ આવ્યાથી હર્ષના પોકાર થયા બન્નેને દિવાન સન્મુખ ઉભા રાખ્યા દાંત કચકચાવતા દીવાને તિરસ્કારયુક્ત દૃષ્ટિ ફેંકી મહમ્માને તીખા હીનપસ્તી લગાડનારા શબ્દોમા ધિક્કારી યુસફખાનના હાથપગમા સખત બેડી ઠેકવા હુકમ આપ્યો આ હતભાગી પ્રેમીયુગલને તેમના ન્હાના બાળક સાથે સીપાઇની એક હલકી તુચ્છ રાવઠીમા કેદ રાખ્યા, અને તેની આસપાસ સખત ચોકી પ્હેરો રાખ્યો

બીજે દિવસે તેમને ખુલ્લું અપમાન આપી વગર હોદ્દાના હાથી ઉપર બેસાડી વિજયાનગર તરફ કુચ કરી. તેમને આવુ મળતુ અપમાન જોઇ પોતાના વેરનો બદલો મળતો જોઇ દીવાન હર્ષમા ફુલાતો હતો. હજુ તેના વેરનો અગ્નિ સંપૂર્ણ શાંત થયો નહોતો; હજી વેર લેવુ બાકી રહ્યુ હતુ માર્ગમાં તેમના પર ઘણી જ સખ્તાઇ વાપરી, અને અનેક ત્રાસ આપી, તેમની નાલેશી કરી જ્યા મુકામ કરતા, ત્યા તેમને ખાવાને સુકા રોટલાના ટુકડા અને આખો દિવસ અને રાત્રિ તડકામા ટાઢમાં, ખુલ્લા કાઇપણ છાયા વગર-રાવઠી વગર રાખી તેમના હાલહવાલ કરતો.

આખરે તેમને વિજયાનગર લાવ્યો, અને ભયંકર અંધારાવાળા ભોંયરામા આ હીનભાગી પતિપત્નીને જુદી જુદી અંધારી કોટડીમા પુર્યા

---

## પ્રકરણ ૧૦ મું
## મહમ્બાને શિક્ષા



મનસીબ મહમ્બાએ પિતાના હૃદયમા દયા ઉત્પન્ન કરવા માટે અત્યન્ત નમ્રતાના અને કાલાવાલાના સંદેશા કહાવ્યા પણ સર્વ વ્યર્થ ગયુ મહારાજાએ ક્રોધમા ને ક્રોધમા જાહેર કર્યું કે, “ મ્હારે પુત્રી છેજ નહી, અને મ્હારા રાજ્યપર બેઅદબથી ઉદ્ધતાઇથી ચઢાઇ લાવનાર મુસલમાનોને સખતમા સખત શિક્ષા કરવાને મ્હે મક્કમ ઠરાવ કર્યો છે ” આ ઠરાવથી પિતા તરફથી કાંઇપણ રહેમ રહેશે, એવી જરાતરા પણ રહેલી આશા હતભાગ્ય મહમ્બાના ભાગ્યને માટે નષ્ટ થઇ ગઇ, અને હવે પોતાને એક મુસલમાન ચઢાઇ લાવનારની પત્ની તરીકેની તેના સ્વામીના જેવીજ કડક શિક્ષા અનુભવવી પડશે, એવુ ચોખ્ખું દેખાવા લાગ્યુ તેની નિરાશા-તેના દુખનો હવે પાર રહ્યો નહી તેણે પોતાની માતાને પણ સહ્ય સંદેશો કહાવ્યો, અને ત્યાથી પણ નિરાશનો ઉત્તર મળ્યો કોઇપણ સ્થાને તેને પગ મુકવાનો આધાર રહ્યો નહી રાત્રિ દિવસ રૂદન કરતા ગાળવા લાગી

આટલી નિરાશા છતા તેણે આશા મુકી નહી આ દુર્દૈવવાળી કુંવરી ઘણાજ દયાજનક શબ્દોમાં પોતાના પિતાને પોતા સાથે માત્ર એક ક્ષણવાર વાત કરવા, એકજ વખત મળવા આર્જવમય સંદેશા મોકલવા લાગી અને રાજગુરૂની સલાહથી મહારાજાએ તેની અરજ કબુલ કરી મળવા હા પાડી નિર્માણ કરેલા દિવસે આ વિરૂદ્ધ વિધિવાળી સ્ત્રીને તેના કેદખાનાની ગુફામાથી બ્હાર કાઢવામા આવી. તેને ચીથરેહાલ ભીખારણ જેવા વસ્ત્રો પહેરાવ્યા હતા રાત્રિ દિવસ રડરડ કર્યાથી, તથા કેદખાનામા શરદીવાળી જગ્યામા રહેવાથી, તેમજ અસંખ્ય પડેલ દુઃખ તથા આપત્તિઓથી તેના શરીર ઉપર ઘણીજ અસર થઇ હતી તે ઘણીજ કૃશ થઈ ગઇ હતી તેની લાવણ્યતા કરમાઇ ગઈ હતી. શરીર ઉપર ફીકાશે કબ્જો મેળવ્યો હતો, તેના ગાલોમા ખાડા પડયા હતા. તેની આંખો ઉંડી ઉતરી ગયેલી હતી, તે માત્ર હાડપીંજરવત્ દેખાતી હતી, તેની મુખમુદ્રાનું તેજ નિસ્તેજ થયુ હતુ, તેની સ્થિતિ કોઇ પાષાણ હૃદયવાળાને પણ દયા ઉપજાવે એવી થઇ ગઇ હતી

તે લઇ જવાના માર્ગ ઉપર આ હતભાગ્ય રાજકુવરીને જોવા દયાર્દ્ર હૃદયવાળા નાગરિકોની ઠઠ જામી હતી. પ્રજાની દયાળુદષ્ટિ તે કુવરી તરફ સંપૂર્ણ વળી હતી આથી કોઇ કાઈપણ તોફાન મચાવી કુવરીને નસાડી ન મુકે, માટે તેને લઇ જવાના માર્ગપર બન્ને બાજુએ ખાસ

સનિકોને નાગી તરવાર સાથે તૈયાર ઉભા રાખવામાં આવ્યા હતા. એક ન્હાની ટુકડીની મધ્યમા, અગ ઉપર કાઇ પણ અલકાર શીવાય, માત્ર ચીથરેહાલ જેવી સ્થિતિમા રાજદરબાર તરફ આ હતભાગ્ય રાજકુવરીને લઇ જતા હતા તેના હાથ તેની પીઠ ઉપર બાધેલા હતા તેના પગમા બેડીઓ નાખેલી હતી અત્યન્ત દયાર્દ્રમુદ્રા સાથે પોતાની સ્થિતિપર અશ્રુ વહેરાવતી, નીચુ જોતી ધીમે ધીમે ચાલી જતી હતી. દેખાવ ઘણોજ દયાજનક હતો. અરેરે ! લાખો પર હુકમ કરનાર ઉઘાડે પગે કેદીની સ્થિતિમાં એક અઘોર કૃત્યના ગુન્હેગાર માફક આજે પોતાના દરબારમા જાય છે. આ હૃદયભેદક દેખાવથી સર્વ કપવા લાગ્યા, સવ આક્રંદ કરવા લાગ્યા અરેરે ! વિજયાનગરના મહારાજાની લાડકવાયી, કોડીલી, એકનીએક કુવરી—અરે ! વિજયાનગરનુ ગુલાબ—તેના આજે આ હાલ ! ઓ ઇશ્વર ! ત્હારી પણ કૃતિ ન્યારીજ છે એક દિવસ તુ હાથીપર બેસાડે છે ! તો, બીજેજ દિવસે તેને પછાડી તુ પગે ચલાવે છે ! આ ઇશ્વરી ન્યાયનિયમ આ કુવરીના સબધમા તાદશ્ય દેખાવા લાગ્યો લોકો અત્યન્ત દયા ખાતા, પણ કરે શુ ? તેમના હાથમા કાઇપણ નહોતુ કુવરીને કડકમા કડક શિક્ષા જરૂર થવાની, એ નક્કી હતુ મહારાજાનો ક્રોધ અને દીવાનની ઇર્ષાથી લોકો સારીપેઠે માહીતગાર હતા, અને તેથીજ તેના હીનભાગ્યપર દયા ખાતા હતા. ' ઓ ! ઇશ્વર

કુંવરીને બચાવો ! મહારાજાને સદ્‍બુદ્ધિ આપો ” એમ ઘણા મનમાં પ્રાર્થના કરતા હતા

બેહાલ સ્થિતિમાં કુંવરી રાજદરબારની પાયરી આગળ આવી સ્થંભી. તેનું હૃદય ખુબ જોશથી ધડકવા લાગ્યું. તેના પગમાંથી સમૂળગું જોર જતું રહેતું લાગ્યું. તેના પગની બેડીઓ છોડી નાખી તેના હાથ છુટા કર્યા તેનાં ચક્ષુમાંથી અશ્રુ વહ્યાં જતાં હતાં. તેના દિનમાનનો તારો પૂર્ણ અસ્ત થયો હતો, અને તેની આજે પૂર્ણાહુતિ હતી તેના ભાગ્યની અંધકારમય રાત્રી આજે સંપૂર્ણ રીતે પડવાની હતી તેનાં દરેક ચિન્હો તેની દૃષ્ટિ સમક્ષ તરતા હતા. પિતા જરાપણ દયા કરવાનો નથી, પિતાનો ક્રોધ કોઈપણ રીતે શમે તેમ નથી તેવું તેને લાગવા માંડ્યું. તેનું આખું શરીર થરથર કંપવા લાગ્યું ભય અને ક્ષોભે તેનામાં વાસો કર્યો તેને પોતાનો અંત ઘણો નજીક દેખાવા લાગ્યો પાયરીપર ચઢવા ધ્રુજતો પગ લંબાવ્યો પગ ખમચ્યો પણ જોર કરી જેમ તેમ કરીને એક પગથીયું ચઢી.

તે હજી એક પગથીયું ચઢી ત્યાં તેના હૃદયમાં થરેરાટી કરતો પાયરીઓને મથાળે દરબાર બ્હાર ઉભેલા ઘડીઆળીનો ઘાડો અવાજ તેને કાને અથડાયો —“ એક સ્વ-સદ્ધર્મ ત્યાગી સ્ત્રી—એક મુસલમાન, એક બળવાખોર, એક ચંડાળ, પતિત જાતિબ્હારની સ્ત્રી-અરે આ અધમ

કંગાળ સ્ત્રી વિજયાનગરના મહારાજાધિરાજ હિંદુપતિના દર્શન કરવા ઇચ્છે છે, સરકાર!"

લથડીયા ખાતી, પડતી, ઉઠતી, ધ્રુજતી તે કંગાળ બાળા પગથીયા ચઢવા લાગી. છેક ઉપરનું પગથીયું ચઢતા છડી-દારે તેને થોભાવી, અને દરબારના દ્વાર આગળ પોતાના મનોવિકારને ભોગ થયેલી આ કંગાલ સ્ત્રીને ગુંટણીએ પડી આગળ વધવા છડીદારે હુકમ કર્યો પોતાના એક તુચ્છ સેવકની આજ્ઞા માન્ય કરવી પડી અને તેને ઘુંટણીએ પડવુ પડયુ ભવ્ય દરબાર–મંડપમા ઘણે દૂર છેડે સુવર્ણ જવાહીરથી ખીચોખીચ જડિત, શોભાયમાન તખ્તપર તેના પિતા પૂર્ણ દબદબામા બેઠા હતા તેની આસપાસ વિજયાનગરના અમીર, ઉમરાવો, સરદારો, ખંડીયા રાજાઓનો ઝળહળતો પ્રકાશમાન સમુદાય હતો, તેમા દીવાન નરસીંહ, તીરૂમલનો મહન્ત અને રાજ્ય પુરોહિત–એ મુખ્ય દેખાતા હતા.

એક વખતની વિજયાનગરની મગરૂબી–એક વખતનુ વિજયાનગરનુ ગુલાબ–વિજયાનગરના મહારાજાની લાડીલી કુંવરી મહમ્બા આજે પોતાના પિતાના દરબારમા ઘુંટણીએ ઘસડાતી લથડતી દાખલ થઇ. જેવી તે આગળ વધતી કે તેના ત્રણ ડગલા પાછળ બ્રાહ્મણો ચાલી આવેલો માર્ગ અપવિત્ર થયો હોય તેમ તેપર મંત્રોચ્ચાર કરતા તે માર્ગને પવિત્ર જળથી છાંટી પવિત્ર કરતા હતા તેના પિતાના

તખ્તથી વીસ ડગલા દૂર તેને અટકાવવામા આવી અને એક ડગલુ પણ આગળ ન વધવા સખ્ત ફરમાન કરવામા આવ્યુ.

તે આ સ્થળે પિતાની આજ્ઞા સાંભળવા પોતાના મુખને બે હાથે ઢાકતી થોભી

"તે પતિત ધર્મભ્રષ્ટ શુ માગે છે?" ક્રોધથી ભરેલા આ શબ્દો તેના પિતાના મુખમાથી બ્હાર પડયા તેનો એક એક અક્ષર કંગાળ મહુમ્બાને સર્પ દશની વેદના જેવો વિષમ લાગવા માડયો

તેણે ધ્રુજતા શરૂં કર્યું "પિતાજી!" ત્યા તેને નિષ્ઠુર ઘોર અવાજે બોલતા અટકાવી, કે "દુષ્ટા, કોણ ત્હારો પિતા છે! આ અધમ ધિક્કારપાત્ર, ધર્મભ્રષ્ટના કયા પતિત પિતાએ અમારી હજુરમા આવવા હીમ્મત કરી છે' દુષ્ટા! સભાળીને બોલ!"

"મહારાજા સરકાર" કગાળ મહુમ્બાએ ઘણાજ કાકલુદી ભરેલે અવાજે શરૂ કર્યું—"હુ માત્ર એક જ દાન માગું છું'

"હં! દાન! અરે દાન તો ઘણુાજ પવિત્ર, સત્કર્મી તથા પવિત્ર વેદોનુ રક્ષણ કરનારા શુદ્ધ પવિત્ર બ્રાહ્મણો માટે છે."

"મહારાજ! દયા કરો, દયા કરો!"

દેખાવ અત્યન્ત દયા ઉત્પન્ન કરનારો હતો. સર્વના હૃદયો દયાથી કંપવા લાગ્યા. એક વખત સર્વમાં ઘણીજ

માનિતી, પૂજાયલી રાજબાળાની આજે કૃષ થયેલી, પતિત કંગાળ સ્થિતિ જોતા—તેનાપર નજર કરતા રાજપુરોહિત સુદ્ધાતના ચક્ષુઓમા પણ અશ્રુ આવ્યા સર્વના મન આ રાજબાળાની દશા જોઈ પીગળ્યા, પરંતુ નરસિંહ તો અડગ રહ્યો અને પતિત રાજકુંવરી તરફ તિરસ્કારયુક્ત નજર ફેંકતો રહ્યો

અંતે ડુસકાઓથી તણાઇ ધ્રુજતી, થરથરતી ક્ષોભ પામતી પોતાના માથાપર વાળેલો સફાઇ વગરનો અંબોડો છોડતી કેશને છુટા કરી, શરણાગત. કંગાળ કુંવરી જમીનપર જોરથી મસ્તક પછાડતી દયા ભરેલ ગદ્ગદિત અવાજે આક્રંદ કરવા લાગી—

"મહારાજ ! દયા કરો, દયા કરો ! હવે હદ થઇ સહન નથી થતુ ! દયા ! મહારાજાધિરાજ હુ દયા માંગુ છું ! મ્હારાપર અને મ્હારાનાઓપર દયા કરો ! દયા કરો ! ક્ષમા ! ક્ષમા !"

મહારાજા તખ્તપરથી ઉઠયો. સર્વેના હૃદય કંપી ગયાં કે શું થશે ! આ નિરાધાર બાળાપર શી આફતો હજુ ત્રુટી પડશે તે વિચારોએ બધાને કંપાવ્યા સર્વને ત્રાસ છુટયો

તેઓ દયામણુ મ્હો કરી મહારાજા સામે જોવા લાગ્યા. બધાની કુંવરી પ્રતિ દીલસોજી હતી પણ લાચાર ! મહારાજની આજ્ઞા સૌને શિર્ષાવંદ્ય હતી મહારાજ જરાપણ



કંગાળ કુંવરી જમીનપર જોરથી મસ્તક પછાડતી [illegible] આક્રંદ કરવા લાગી.

દયા કરવાના નથી, એ એના સ્વભાવ તથા કુવરીપર ઉપરથી ઉપજેલા ક્રોધપરથી તેઓ સારી પેઠે જાણતા હતા કુવરી માટે તેમને ઘણી દયા આવતી હતી, પરંતુ કોઈનો ઉપાય ચાલે એમ નહેતો સર્વ મહારાજાનો શો હુકમ નીકળે છે, તે સાભળવા ધડકતી છાતીએ સ્તબ્ધ ઉભા રહ્યા.

મહારાજાએ ઉઠતા ક્રોધથી કુવરી તરફ હાથ લબાવતા કહ્યુ —"આ કગાળ, અધમ, સ્વધર્મત્યાગી બળવાખેરનો ન્યાય કરવાનુ કામ અમે મહાન્, શ્રેષ્ઠ ગુરૂજીને સોપીએ છીએ !"

એટલુ કહી મહારાજ વિરૂપાક્ષ તખ્તપર પાછો પડયો તેના ચ્હેરાપર કાઇ પણ લાગણી કે દયાવાન દૃષ્ટિના જરાપણ લક્ષણ દેખાતા નહોતા તેની સન્મુખ પડેલ વિપદ્ગ્રસ્ત દીન પ્રાણી-તેનુ એકનુ એક બાળક હતુ તેની એક વખતની, અત્યન્ત લાડકવાઇ પુત્રી હતી, તથાપિ તેના ચ્હેરાપર દયા, ખેદ, સંતાપ, કરૂણા કે પ્રેમના કાઇ પણ ચિન્હો દૃશ્ય થયા નહી તેના હૃદયમા ભલેએ તેટલુ દુ:ખ-પીડા થતા હોય પણ બ્હારથી તો તે એક કોઇપણ લાગણી વગરના ભયકર ન્યાયની ઉગ્ર પ્રતિમા દેખાતો હતો

મહન્તે ભગવો ઝભો પ્હેર્યો હતો માથે પણ ભગવો ફેટો વીટાળ્યો હતો, કપાળપર ભસ્મનુ ત્રિપુંડ કર્યુ હતું તે ઉઠયો અને તેણે કંગાળ સ્રીપર ઉગ્ર નજર ફેકી ગરીબ

બીચારી હતભાગ્ય મણુમ્મા મહન્તની ઉગ્ર આંખો પોતાપર, પડતી જોઈ માથાથી પગસુધી થરથર કંપવા લાગી તેના પ્રતિ દયાદ્રષ્ટિથી હાથ જોડયા, તેના યુવાન ગરમ વ્હેતા લોહીને મૃત્યુના બરફ જેવા ઠંડા પવને પોતાના સપાટાથી ઠંડુ બનાવી દીધુ હોય તેવો આ વખતે તેનો દેખાવ હતો

પોતાનો ડાબો હાથ લંબાવતો, સુંદર સ્તંભોવાળા દરબાર મંડપમાંથી પડઘા થતા ઘાડા અવાજે મહન્ત બોલ્યો -

"ઓ શાપગ્રસ્ત, નિંદ્ય, કાળા મ્હોડાની, નીકળ, જા ત્હારા પોતાના રહેઠાણમા ! ત્હારૂં કાળુ કર ! મહારાજાનો મ્હેલ આજે ઉજ્જડ છે અને તે પાયમાલી-નાશ ઉજ્જડ કરનાર તુ પાપિણી છે મહારાજાની સત્તાને નિસ્તેજ કરવામા આવી હતી અને તે કરનાર તુ ચંડાલ પોતે છે શંકરના કાયદા, હિંદુઓના કાયદા તોડવામા આવ્યા, અને તે તોડનાર તુ અધમ છે મહારાજાની કુંવરી મૃત્યુ પામી છે, અને તેનો નાશ કરનાર તુ જ ચંડાળણી છે આપણી હીંદુઓની પવિત્રતાઈ ભ્રષ્ટ-ભંગ કરવામા આવી અને તેમ કરનાર તું પતિત પોતે જ છે આ જગતના સૃષ્ટા શ્રી બ્રહ્મા અને શ્રી રામચંદ્રજીનો, સર્વ દેવતાઓનો ભયંકર શ્રાપ ત્હારાપર હજો શ્રી કાળીમાતા, શ્રી દુર્ગા ત્હારો નાશ કરો ચંડાળણી ! ત્હારા ઉદરમાથી નીકળેલું પાપી ફળ ત્હારા આખા જીવન પર્યન્ત કડવુ નીવડો ! અધમથી પણ અધમ, ધર્મભ્રષ્ટ ! નીકળ અહીંથી ! જા ત્હારૂ કાળુ કર !"

આ ભયંકર શ્રાપરૂપ શબ્દો તે કંગાળ સ્ત્રીએ ભયાનક ત્રાસજનક ચીસ પાડતા સાભળ્યા તે તેને માટે પૂર્ણ શિક્ષા હતી શ્રી કાળીના, શ્રી દુર્ગાના કોપના વિચારથી થરથરી ગઇ-દીવાના જેવી થઇ ગઇ તેના હોસ કોસ ઉડી ગયા તે ઉઠી, ધ્રુજતી ધ્રજતી, ધીમે ધીમે ઘણાજ દુખ સાથે પાછલે પગે હઠવા લાગી તેના ચોકીદારો તેની આમ-પાસ વીટળાઇ વળ્યા, અને જાણે તે કોઇ ભયકર ડાકનુ હોય અને કોઇ અધમ જાતિમા જન્મી હોય કે જેને સ્પર્શ કરવાથી કે જેના શ્વાસના પવનથી એને પોતે પણ ભ્રષ્ટ થઇ જશે એમ ધારી તે ચોકીદારો વેગળા રહેવા લાગ્યા હજુ થોડા પગલા પાછળ હઠી હશે ત્યા તેને પુન થોભવા હુકમ થયો. ચોકીદારો પાછા હઠી ગયા

ત્યા મહન્તનો ઘાડો અવાજ પુન. સભળાયો.—“ઓ અધમ, ચંડાળણી, તુ મહારાજા પારો દાન માગે છે-દયા માગે છે, તો તે પોતાના હ્રુદયમા ઘણીજ કરૂણા લાવી ત્હારાપર અનુકપા લાવી દયા કરે છે તને મારી નાખવામા નહી આવે પણ ત્હારૂ જીવન ત્હારા પોતાના હાથમા રહેશે. ત્હારા બાળકને જીવતો રાખવામા આવશે તદપિ તેનુ અભાગી જીવન કે મૃત્યુ તે ત્હારા પોતાના હાથની વાત છે પરતુ પેલા ગાયને મારનાર અધમ નીચ બળવાખોર યવનને તો જોર જુલમથી કમોતે મારી નાખવામા આવશે. અને તેને

ત્હારા પોતાને હાથે મારવો પડશે સમજી જા, બરોબર પાકો વિચાર કરી રાખજે. સાભળ, ખુદ યાદ રાખ કે શાંતિના માર્ગનું પ્હેલુ પગથીયું તે આપદાયક નિર્દય દુષ્ટને ત્હારા હૃદયમાથી–આ પૃથ્વીમાથી નાબુદ કરવો એ છે”

ચોકીદારો પુન તેની આસપાસ ફરી વળ્યા અને વિજયાનગરના મહારાજાની પતિત થયેલી પુત્રી પિતાની હજુરમાથી મંદગતિએ પછી હઠતી કરમાયલા મુખે દરબાર છોડી ગઇ તેના ચાલવાથી અપવિત્ર થયેલી ભૂમિપર મંત્રોચ્ચાર કરતા બ્રાહ્મણો પવિત્ર જળ તેની પાછળ પૂર્વ-વત છાટવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૧ મુ.

## ભયકર કેદખાનુ.

"Now shadow'd with the shames of earth, now
closed
By glimpses of the heaven her heart had lost;
In every glance there broke, without control,
The flashes of a bright but troubled soul
Where sensibility still wildly play'd,
Like lightning, round the ruins it had made."



ગાલ હતભાગી મહૂરમા પૂર્વવત પાછી કેદખાનામા પડી તેના સ્વામીના સબધમા તે જીવન્ત છે કે આ ફાની દુનીયા છોડી ચાલ્યો ગયો છે—એથી એ બીલકુલ અજ્ઞાત હતી તેનુ નિર્દોષ કુમળું બાળક પોતાના માતપિતા પર પડેલી આપત્તિથી અજ્ઞાન, શાત નિદ્રામા હસ્તુ પડ્યુ હતુ. ગાડી જેવી થયેલી માતાએ તેને ઉચક્યુ તેના સુકોમળ ગાલને ચુંબન કરી "હાય ! કમનસીબ બેટા" કહી ઉંડો નિશ્વાસ નાખ્યો. તે બાળકની મધુરી પ્રેમાળ હાજરીથી તે કમનસીબ માતા પોતાપરનું ભયકર દુઃખ પળભર વીસરી ગઇ પણ મહન્તના

શ્રાપિત ભયકર શબ્દો વારવાર તેને ધ્રુજાવતા ભણકારા કરી રહ્યા હતા બાળકને પોતાની છાતી સરસો ચાપતી, થરથર કાપતી તેનાપર અશ્રુ પાડતી નિશ્વાસ સાથે શોકમય શબ્દો ગણુગણુતી —

"હા ! હતભાગી બાળક ' હુ એકલી નહી પણ સાથે તુ પણ શાપિત છે એ કમભાગી બાળ ત્હારા કયા પાપે તને મ્હારા ઉદરે જન્મ આપ્યો ? તને પણ આ અસહ્ય દુ ખ ભોગવવાનુ સર્જીત હશે ' હાય હાય ' આ શી દશા !

તેના બચપણુમાથી—ન્હાની વયમાથી તેના મગજમા પૂર્ણ પણે સ્થાપિત થયેલા હિંદુ સસ્કારો જાગૃત થતા તેને વારવાર તેના મૂર્ખાઇ ભરેલા ઉદ્ધત પગલા માટે ડંખવા લાગ્યા, તેને ઠપકો આપતા, ધિક્કારવા લાગ્યા તે એકલી હતી આ જગતમા અત્યારે તેનુ કોઇએ ન્હોતુ તે પતિત થયેલી ધર્મભ્રષ્ટ થયેલી શ્રાપિત થયેલી હતી તેનુ બાળક પણ શ્રાપિત થયું હતુ અનેક વાદળીયોથી ઘેરાયલા આકશમાથી ઓચીંન્તુ ઝાખુ કિરણ પ્રકાશ આપતું હોય તેમ આવા ભયકર દેખાવો, વિચારો, અને અસહ્ય દુ ખથી બ્હેરમારી ગયેલા ધુમ થઇ ગયેલા મગજમા મહન્તના, "ત્હારૂ બાળક જીવશે ! એ શબ્દો એકાએક સ્ફુરી શાન્તિનો કાઇ પ્રકાશ આપવા લાગ્યા

પરતુ બાળકનુ જીવન પણ તેના પોતાના ઉપર

અવલંબી રહ્યું હતુ પણ તે કેવી રીતે ? આ પ્રશ્ન તેને ગુંચવાડામા નાખતો તેના મનમા સ્ફુર્યો તેના પોતાપર તેની પોતાની, પોતાના સ્વામીની અને બાળકની જીવનદોરી અવલંબી રહેલી હતી. પણ એ શી રીતે ? પોતે તો ધર્મ ભ્રષ્ટ થયેલી, પતિત થયેલી સર્વના ક્રાધમા આવેલી અને શ્રાપિત થયેલી હતી, તો તેના હાથમા જીવન કે મૃત્યુનો કાટો કેવી રીતે રહી શકે ? આવા તર્કો તેને ઉત્તરોત્તર આવવાથી વિચારજાળમા વધારે ને વધારે ગુંચાવા લાગી. વારંવાર ફરી ફરીને આશાનુ તે માયિક કિરણુ ઝળુકા મારવા લાગ્યુ પુન પુન મહન્તના શબ્દોનો સ્પષ્ટ અર્થ સમજવા તેમનું ચિંત્વન કરવા લાગી. પરતુ ઉપર્યુક્ત અર્થ તેને સુજ્યો નહી. મહન્તના શબ્દોનો ગુઢ અર્થ તે સમજી શકી નહી અતે દુખ, શોક, આપત્તિ અને થાકની મારી નિદ્રાને વશ થઈ

જેવી તે સુતી કે તેને ઉંઘમા એક સ્વપ્ન આવ્યુ સ્વપ્નમા કાળી માતાની મૂર્ત્તિના દર્શન થયા–તેનુ સ્વરૂપ અતિ ભયંકર હતુ મુડમાળ પ્હેરી હતી. તેણે હાથમા પકડેલ ભોગનુ તાજુ લોહી વ્હેતુ જતુ હતુ એક હાથમા મ્હોટો છરો હતો. નેત્ર મ્હોટા અને ભયાનક હતા સ્વપ્ન આગળ વધ્યુ અતે તે છરી તેના કુમળા બચ્ચાની છતીમાં ખોસાઇ તે સાથે મહાદેવીના મુખમાથી ધાડા

શબ્દો નીકળ્યા "આવી રીતે તુ હવે શુદ્ધ થા !" ચીસ પાડતી તે કંગાળ સ્ત્રી જાગી ઉઠી અને આસ-પાસ જોવા લાગી તેનુ આખું શરીર ભયંકર સ્વપ્નની અસરથી થરથર કંપતુ હતું તે પોતાના ઉંઘતા બાળક ઉપર ટીંગાઇ અને પોતાની લાગણીવાળા હર્ષોદ્ગાર સાથે તે બાળકને ઉચકી લીધુ અને બોલી ઉઠી "નહી ! મ્હારા બાળ, નહી ! ત્હારામાંથી હું મ્હારી વિશુદ્ધિ નહીજ કરૂં ! ત્હારામાંથી મને જે શાન્તિનો માર્ગ મળતો હોય તો તે શાન્તિનો માર્ગ મ્હારે નથી જોઈતો !

દિવસોના દિવસો વ્હેવા લાગ્યા, અને આ કંગાલ સ્ત્રી ભોયરામા પુરાયલી રહી. રાત્રી કયારે પડતી તથા પ્રભાત કયારે થતુ તેની તેને આ અંધારા ભોંયરામા લેશમાત્ર ખબર પડતી નહી માત્ર બે વખત ખોરાક આપવામા આવતો તથા વારવાર ચોકીદારો તપાસ કરવા આવતા એ શીવાય અન્ય કોઇનું મ્હોડુ તે જોઈ શકતી નહી ચોકી-દારોને પોતાના સ્વામીના સમાચાર વારવાર પુછતી અને પોતા માટે ભવિષ્યમા શી શિક્ષા નિર્માણ થઇ છે તે જણાવવાને કહેતી પણ એકેનો ઉત્તર મળતો નહી, તેની સર્વ આજીજીઓ નિરૂત્તર રહેતી. જેઓના ઉપર તે હુકમ ચલાવતી તેઓની આજે તે પોતે નિરર્થક પ્રાર્થનાઓ કરતી.

હજુ તે ભવિષ્યની ધાસ્તીઓથી થતી ભયંકર ધુજારીથી,

તીવ્ર વેદનાઓથી તે રીબાતી હતી હજુ મહન્તના તે ગુઢ શબ્દોપર મનન કરતી તોપણ તેનો નિશ્ચિત અર્થ સુજતો નહી તે શબ્દો માત્ર તેની દબાઈ ગયેલી લાગણીઓને વધારે ત્રાસ આપતા મશ્કરી કરતા હોય એમ લાગતુ તેની શુદ્ધિ–મતિ ડગમગી ગઇ હતી; અને તેની બુદ્ધિ–ચિત્તશક્તિ માત્ર તેના ન્હાના બચ્ચાની હાજરીથી ટકી રહી હતી. તે બાળક તેના દુ ખ–તેની વેદનાઓમાં–એક વ્હાલું આશ્વાસન–આરામસ્થાન હતુ, અને તેની દયાજનક સંભાળની માત્ર એકજ વસ્તુ હતી

આ બાળક નિર્દોષપણે હસતુ તેની દુ ખી માતાને ઘડી ભર તેનુ દુ ખ વિસરાવતું હતુ. તે તેને બકીઓ લેતી લેતી હર્ષમા આવતી; પરતુ વારવાર પોતાપર પડેલ આપત્તિઓ સમીપ ખડી થઇ તેને ગભરાવતી, તેથી તે વારંવાર ઉચ્ચાર કરતી કે—"અરેરે ! નિરપરાધિ બાળક ! ત્હે શાં પાપ કર્યા છે ! ત્હારો જન્મ મ્હારે ઉદરે થયો જો સુલફખાને મ્હારૂ માન્યુ હોત, અને આ લડાઇ ન ઉઠાવી હોત, તો મ્હારા, તેના અને ત્હારા આ હાલ ન થાત આપણે સુખચેનમા હોત. પણ ખેર ! ભાવિએ ભુલાવ્યા-થાપ આપી–આ દુઃખ–અઘોર દેખાતુ સરજાયેલુ તે કોઇ મિથ્યા થાય !" આ વિચારો તેને વધારે ભડકાવતા, દુ ખી કરતા. દિવસે દિવસે તેનું માનસિક દુ ખ વધતુ ગયું

અરેરે ! વિજયાનગરનુ ગુલાબ-યુવાન મહેરૂન્નીસાની આવી સ્થિતિ હતી ! પ્રથમ અવસ્થાના દિવસોમા જ્યારે યુસફ તેની પાસે હતો, ત્યારે પોતાના રાજમહેલમા, તલાવ કિનારે બગીચામા ઉત્સાહ સહ મહાલતી અને જે સર્વ સુખ અને સર્વ જીવનની મૂર્ત્તિંજ હતી, તે આજે પ્રેમનું પ્રાયશ્ચિત ભોગવતી તદન બદલાઇ ગઇ હતી તે પૂર્વની મહેરૂન્નીસાજ નહતી તેની યુવાનીની જાહોજલાલી, તેના આગળના સુખી દિવસો-સર્વ સ્વપ્નવત્ થયા તે યુવાન જેને તે ચ્હાતી હતી, જેની તે પ્રિયા હતી, તેની સ્થિતિના કાઇ પણ સમાચાર આ વખતે તેને મળતા નહતા તેનુ તે સ્મરણ કરતી વિલાપ કરતી, અને સ્વપ્નમા તેને તેના ખુબસુરત સ્વામી યુસફખાનના દર્શન થતા

અરે ! કગાલ સ્ત્રી ! ત્હારામા થોડોક પ્રકાશ આવતા પણ તે માત્ર ત્હારી ચેતના જે ગહન વિચિત્ર માર્ગ ગુચવણીમા રખડતી, તેને દશ્ય કરી શકે એટલોજ-તે તને તે ગુચવણીમાથી બ્હાર ખેચો લાવવા તે સમર્થ નહતો. તે પ્રકાશ માત્ર તને ચમકતા ગળી જનારા ભયકર તોફાની મોજા દેખાડતો, પણ તને આશ્રયરૂપ કિનારો દેખાડતો સૂચવતો નહી. ત્હારી શાતિના સુખના આનદના દિવસો ઘણે દૂર લાબે પાછળ રહી ગયા હતા, અને માત્ર ત્હારા પ્રિયતમની પ્રેમી મૂર્ત્તિ સાથે સ્વપ્નામા કવચિત્ ત્હારાપર હસતા, અને જાગૃત થતા તને વધારે દુખી બનાવતા. આ

ભયંકર દુઃખમા માત્ર આશ્રયરૂપ ત્હારૂ નિર્દોષ બાળક હતું ! પરંતુ અરેરે ! અત્યારે કેટલુ બધુ ગુચવાડામાં ત્હારૂ હૃદય ગુંચવાતું પડ્યુ હતુ. પણ, મહન્તના દુઃખદ, ત્રાસદાયક શબ્દો-તેના શાપ-તે બાળાને દીવની બનાવતા, કપાવતા, અને વારંવાર પડઘારૂપે કાનપર અથડાતા તે પાછી માનસિક અધકારની સકલનામા ડુબતી, પડતી, અને તેના મનના પ્રકાશનું દરેક ઝાખુ કિરણ-આભાસ-દુઃખ આકૃતોથી ભરેલુ હતું તેના ન્હાનપણના સુખી દિવસોનુ સ્મરણ તેના દુઃખ અને અશ્રુ સાથે ભેળાઇ માત્ર એકજ વિશ્રાંતિનુ દર્શન કરાવતું તે તેનુ બાળકજ હતું ચક્ષુઓમાથી અશ્રુઓ નદીના પુરની પેઠે વારંવાર વ્હેતા. ભવિષ્યનો વિચાર આવતા તે વધારે વમળમા ફસાતી, વધારે ગભરાતી-અને આવી દશા તેની ખિન્ન થયેલી આકૃતિને વખતો વખત કપાવતી

હવે આપણે દીવાન નરસિંહની પ્રવૃત્તિનો વિચાર જોઇએ તે પોતાની દેખરેખ નીચે દુર્દૈવ ગતિ પામેલાએ માટે નિપુણ કારીગરોને હાથે નવીન અપૂર્વ કારાગૃહ બનાવવામા ગુથાયલો હતો દીવાનના દરેક હુકમનો, આ ખાસ કારાગૃહ માટે ઘણીજ સંભાળથી અને સાવધતાથી અમલ થતો, અને પોતાને તેમ પોતાના જ્યેષ્ઠ પુત્રને નીચુ જોવરાવનાર કુવરી આ કેદખાનામા કેવાં કેવા સકટો, ત્રાસ ભોગવશે, તેનો કયાસ કરતો, પોતાના વેરની પૂર્ણાહુતિ ત્યારે જ થશે, એવું ધારતો, પ્રતિદિવસ ચીવટથી તે પોતાની

જાતની દેખરેખ નીચે કારાગૃહનું બાધકામ ચલાવતો સર્વ કામ તૈયાર થઇ રહેતા મહારાજની આજ્ઞા લઇ, તે નવીન કેદખાનામા કેદીઓ પુરવા દીવાન પોતે આવ્યો

કમનશીબ રાજકુંવરીને, તેના બાળકને તથા તેના પતિને કેદખાનાના ભોંયરામાથી બ્હાર કાઢવામા આવ્યા આ ત્રણેને એક બધ ગાડામા બેસાડી નવા કારાગૃહ તરફ લઇ ચાલ્યા કેદ થયા પછી આ પ્હેલવ્હેલા જ હતભાગી પ્રેમીઓ મળ્યા હતા પોતાના સ્વામીને જીવતો જોઇ મહુમ્બાના મનમા આશાના અકુર ફુટ્યા ઉભયના નેત્રો સજળ થયા ઉભયે એક બીજાના દુ ખની વાતો કરી-પોતાના હૃદય ખાલી કર્યા એટલામા ગાડુ તેમને માટે નિર્માણ થયેલ નવીન કારાગૃહ આગળ આવી પ્હોચ્યુ

તેઓ ગાડામાથી નીચે ઉતર્યા, કે દીવાને મહુમ્બા આગળ આવી તિરસ્કારભેર તેને ખબર આપી —"ત્હારા દુષ્ટ કર્મના ફળ ભોગવવાને ત્હારા પતિ તથા બાળકથી વિખુટી ત્હારે આ કેદખાનામા રહેવુ પડશે.' આ સાભળતા મહુમ્બા બ્હાવરી-બેબાકળી થઇ ગઇ તેના હોસકોસ ઉડી ગયા. તેના દુ ખની અવધિ આવી રહી તે બેશુદ્ધ થતી જમીનપર "હાય" કરતી ત્રુટી પડી

શુદ્ધિમા આવતા પોતાને એક વિચિત્ર બાધણીના ભોંયરામા વચ્ચોવચ જમીનપર પડેલી પેતે જોઇ ત્રણ બાજુથી ચોયફું મજબુત પથ્થરોથી બાધેલુ હતુ. એક તરફ ખુલ્લુ હોઇ ત્યા લોખડના મજબૂત સળીયા જડેલા હતા બે બાજુની મજબુત દીવાલોમાં સળીઆવાળાં બે દ્વાર સામા

આમા મુકેલા હતાં આ ભોંયરાની રચના એવી હતી, કે આ ભોયરાની ત્રણે બાજુનો દેખાવ દેખાય. પણ બ્હાર નીકળવાને આ બે દરવાજા શીવાય એકે માર્ગ નહોતો

ઉભી થતા મહેરૂખાને માલમ પડયું, કે તેના પગમાથી બેડીયો કહી નાખવામા આવી હતી. તેના પગ કોઇપણ પ્રકારના બન્ધનથી મુક્ત હતા તે હવે આ કેદખાના-ભોંયરાની જગ્યાની બરોબર શોધખોળ કરવા-વાકેફ થવા ફરવા લાગી. સળીયાથી ભરેલા મોખરાના ખુલ્લા ભાગ તરફ તે જઇ બ્હારનો દેખાવ જોવા લાગી, તો જે દેખાવ તેની નજરે પડયો, તેનાથી તે અતિશય ભયભીત અને નિરાશ થઇ ગઈ. કેદખાનાની ચારે પાસ મ્હોટી ઉચી પથ્થરોની મજબુત દીવાલ હતી, અને પોતાના ભોયરાથી સામે આશરે દશ ફીટને અંતરે એક ન્હાનુ તલાવ હતુ તલાવમા કાળા ભયકર મગરોની કાળી ખડબચડી પીઠો દેખાતી હતી. મગરની સંખ્યા એટલી બધી હતી, કે જાણે તળાવ એકલા મગરોથીજ ભરેલું હોય! તળાવને એક કિનારેથી એક આડું જાડુ સાગનુ લાકડું મૂકેલું હતુ, અને તે તળાવના બરોબર મધ્યભાગ ઉપર પાણીની સપાટીથી દસેક ફીટની ઉચાઇએ ટીંગાતું રાખેલુ હતું. આ લાકડાને છેડે મજબુત રસીથી સાગની ચીપોની મજબુત ટોપલી ટાગેલી હતી. આ ટોપલીમાં તેના સ્વામી યુસફને બાધેલો ટાંગવામાં આવ્યો હતો. લાકડા સાથે બાધેલી ટોપલીની મજબુત રસી જોતા તેને તેની રચના ઉપરથી એમ લાગ્યુ કે, એ રસી પોતાના ભોંયરા તરફ ખેંચાયલી છે.

## પ્રકરણ ૧૨ મુ

## શાન્તિનો માર્ગ અથવા પ્રેમનુ પ્રાયશ્ચિત



ઝુમ્માએ તે સળીયાઓમાથી પોતાની આખો ખેંચીખેચી જોતા જોયું, કે તેના સ્વામીને તે ટોપલી સાથે મજબુત સાકળથી જકડી લીધો હતો; તેથી ટોપલીમાથી કોઈપણ રીતે તે બ્હાર નીકળી શકે, એમ નહોતું. તેણીએ તેને બોલાવ્યો અવાજ સાભળતા તેના પ્રતિ તેણે જોયુ, અને આ ભય-જોખમમાથી તેનો છુટકારો થાય એવી કાઇ યુક્તિપ્રયુક્તિ શોધી કાઢવા તેણીને વિનતિ કરી ઉત્તરમા તેણીએ કપાળપર હાથ મુકયો

નિરાશ થયેલી બાળાએ આસપાસ નજર ફેરવતા જોયુ, કે પ્રથમ ધાર્યું હતુ તેમ તે ટોપલી કાઈ માત્ર એક દોરડાથી બાધેલી નહોતી, પણ બેથી બાધેલી હતી તેમાંનુ એક રાઢવું તે લાકડાની ચીપની ટોપલીની બે બાજુએ નીકળી આવેલા કાગરાને બાધેલુ હતુ. તે દરેક રાઢવુ પોતાના લોચનાની બ્હાર આવેલી કપ્પીપર થઇને જતુ દેખાતુ હતું, અને ત્યાથી ભોયરામા દાખલ થતું લાગતુ,

તથા થોડેક સુધી લબાયેલી નીચે ઉપરની એક નળીમા દાખલ થતુ હતું તેણીના ખભા જેટલી ઉચાઇએ તે દરેક નળી ખુલ્લી થતી, અને તેમા તે રાઢવુ અદૃશ્ય થતુ રાંઢ- વાનો માર્ગ તપાસત', તેણીએ તે દરેક રાઢવુ ધાતુની નળીમા અદૃશ્ય થયેલુ ઉપર છતમા જતું અને પાછું કપ્પી ઉપરથી પસાર થતુ જોયું. આ કપ્પીઓમાની એક ઉપર રાઢવાના એક છેડા સાથે લાલ રંગની મ્હોટી ચાવી તથા એક ભારી વજન-એમ બે વસ્તુઓ લટકાવેલી હતી. બીજુ રાઢવુ સોયરાની છતપરના ઉત્તોલન (ભાર ઉચક નાર યત્ર) પર ઘણા આટા ફેરા ખાતું જતું હતું તે રાઢવાના ફેરાઓમા એક ફેર ઉપર એક લાબો મજબુત લોખડનો સળીયો તે સાથે બાધેલો હતો, અને તે ઉત્તોલન નજીક બીજી આસમાની રગની ચાવી તે રાઢવા સાથે બાધેલી હતી ખરેખર! આ બધી સેતાનીયતભરેલી ઘોર કરામતનો જે કમનશીબ પ્રાણી-સ્ત્રી માટે કરવામા આવી હતી, તે સ્ત્રી એકાએક તે સર્વ ગોઠવણો સમજી શકી નહીં.

તેની આ સર્વ ગોઠવણો માટેની શોધ જાગતા બાળ- કની નબળો ચીસોથી અટકી ગઇ. તે તે ચીસોના આવ- વાના માર્ગ તરફ ધસી સળીયાઓની બીજી બાજુએ બીજી એક ન્હાની ગુફા નજરે પડી તેમા પાથરેલા ઘાસપર હેતું ત્યજાયલુ નિર્દોષ બાળક-એક ત્યજાયેલા બાળક પેઠે

હૃદયદ્રાવક રીતે રડતુ, ચીસો પાડતું પડયુ હતુ, અને તે ચીસો માતાના હૈ રાળ હૃદયને ચીરી નાંખતી હતી. તે આ દુઃખ-વ્યાકુલ થયેલી ભ્રમિત ચિત્તવાળી ગરીબ રાક માતા પોતાના બાળકને ઝ્હોચવા તેને છાતી સરસા ચાપવા નિરર્થક ફાંફા મારવા લાગી, પણ સળીયાઓ તેના અને બાળક વચ્ચે મ્હોટા અટકાવરૂપ આવી રહ્યા હતા તપાસતા, આ સળી-યાઓની જાળી વચ્ચે સળીયાવાળુ એક ન્હાનું દ્વાર તેની દૃષ્ટિએ પડયુ, પરતુ તે દ્વારને તળુ મારેલુ હતુ તે તાળાનો રગ પેલી ચાવીઓ માહેલી લાલ રંગની ચાવી જેવો લાલ હતો

આ બાળકના માથા ઉપર આસમાની ચાવીવાળા છેડા-વાળા રાઢવાથી બાધેલો મ્હોટો પથ્થર ટાગેલો હતો તેથી જો તે રાંઢવું કાપી નાખવામા આવે, અગર તેને કોઈ-પણ જાતનો સ્પર્શ અથવા અવ્યવસ્થ કરવામા આવે, તો તરતજ એક નિમિષમાત્રમા તે પથ્થર તે બાળકપર ત્રુટી પડી તેનો નાશ કરે આવીરીતની ગોઠવણ કરેલી તેને દેખાઈ પોતાના બાળક ઉપર લટકતું ભયકર જોખમ જોઈ ગાંડી થતી માતા છળી ગઈ તે દીવાના જેવી થતી માતા પોતાના ભોયરામાં છુટકારાના કે આશરાના કાંઈ બીજા ઉપાયો ઉતાવળે શોધવા લાગી. તેની નજર બીજી તરફની જાળી જેને આસમાની રગનું તાળું મારેલુ હતું

તે તરફ ખેચાઇ ત જાળીમાથી જોતા, એક તરફ કાળી-માતાનું મન્દિર દેખાયું તેના ઓટલાપર માતાની પ્રતિમા સન્મુખ પુષ્પોની ટોપલી, ચોખાની ભરેલી થળી, દુધથી ભરેલુ પાત્ર અને વિધવાને પહેરવાનુ વસ્ત્ર–એટલી વસ્તુઓ પડી હતી અને કોટડીને એક ખુણે સ્નાન કરવા માટે ખાળની ગોઠવણ કરેલી હતી, અને બીજે ખુણે અનાજ ભરેલુ હતું

તે ઉઠી પોતાના ભોયરામા અચોક્કસ પગલા ભરી અહીંથી તહી, અને તહીંથી અહીં એમ બેબાકળી ફરવા લાગી ઓચિંતો તેનો પગ જમીનપર પડેલી કોઇ વસ્તુ સાથે અથડાયો ઉપાડતા તે એક મ્હોટો તીક્ષ્ણ છરો જણાયો એક પળભર આ બધા તીવ્ર દુખોમાથી પોતાનો છુટકો કરવાનો સીધો માર્ગ તેને દેખાયો એક પળમાત્રનો મક્કમ ઠરાવ, અને તે સાથે તેના સર્વ દુઃખનો અંત એક ક્ષણ-ભરમાં આવત, પણ પોતાના બાળકનુ હૃદયદ્રાવક રૂદન પોતાને છોડવવા માટેનો પોતાના પતિનો 'દીલખુશ'થી સંબોધાઇ આવતો અવાજ–તેના પોતાના તાત્કાલિક સુગમ છુટકારાના સ્વપ્નો ધ્વંસ કરતો નભળાયો, અને પોતાના વ્હાલાઓના જોખમે તેને તરત પાછી જાગૃત કરી

આવી રીતે લબાતો દુખથી ભરપુર દિવસ અંતે પસાર થયો અને રાત્રી પડી હજુ કમભાગ્ય કેદી ભયંકર વિચા

રોમા લીન હતી, અને આખરે થાકીપાકી અશરણ બાળા નિદ્રાને શરણ થઇ નિદ્રાગ્રસ્ત થતાજ ભયંકર સ્વપ્નામા પડી કાળીમાતાના દર્શન થયા તે આ વખતે સંતોષ અને અકથનીય શાંતિના ભિહામણા સ્વરૂપમા સ્મિતહાસ્ય કરતી દેખાઈ તેના ભયંકર હાથમા એક મ્હોટો છરો હતો, અને હાથ છત તરફ જયા રાઢવાઓ દેખાતા હતા, તે તરફ લંબાવેલો હતો તરતજ ઊંઘની ધુમસમાથી મહન્તનો ગંભીર ઘોષ સંભળાયો —

" શાન્તિનો માર્ગ ત્હારા અઘોર કૃત્યનુ પ્રાયશ્ચિત માતા કાળીને શરણ થવામાજ છે છરો લે, અને તે ઉભય શાપિત દુષ્ટોને કાપી નાખી શાંતિને પંથે પડ ! શાન્તિનો માગ એજ છે ! સમજ ! સમજ ! "

તે ધ્રુજતી, ચીસ પાડતી જાગૃત થઇ ભયભીત ચ્હેરે આમતેમ જોવા લાગી તેનુ આખુ અંગ થરથરતુ હતુ 'અરે ! આ મ્હે શુ જોયુ ? શાન્તિનો માગ, પ્રભુનુ પ્રાયશ્ચિત ! મ્હારા વ્હાલાઓના ખુન કરી મેળવવું. નહી, નહી. ઓ માતા ! દયા ! દયા ! આ બાળકી ઉપર કરુણા કરો ! હાય ! " એમ બોલતી તે બેશુદ્ધ થઈ ગઇ પુનઃ ધીમે ધીમે તે જાગૃત થવા લાગી તેમ તેમ તેના દીવાના મગજમા આ બધાનો અર્થ તે સમજવા લાગી, તેનુ પ્રારબ્ધ–તેનું નશીબ તેની સાથે રમત કરતુ હતુ તેનુ પોતાનું, તેના

સ્વામીનું, અને તેના નિર્દોષ બાળકનુ નશીબ તેના પોતા-નાજ હાથમાજ હતુ તેનુ પોતાનુ જીવન પોતા પાસેના તીક્ષ્ણ છરાના એકજ ફટકાથી પૂર્ણ થાય એમ હતુ, અને એ કૃત્યથી પોતાના વ્હાલાઓની પોતા પાછળ શી દશા થશે તેથી પોતે અજ્ઞાતજ રહેશે જો તે પોતાના ટળવળતા બાળકની મદદે જવા નક્કી કરે તો તે માત્ર લાલ ચાવીવાળુ રાઢવું (દોરડુ) કાપી નાંખી ચાવી લઇ લાલ તાળાવાળુ દ્વાર ખોલી શકશે અને પોતાના પિતાના દુશ્મન પ્રતિની પોતાની આસક્તિનું ફળ જે ગુફામા પડયુ હતુ ત્યા જઈ શકશે, અને પોતાના ત ફળ–બાળકને ભુખે મરતું બચાવી શકશે તેમ કરવા અર્ધો નિશ્ચય કર્યો, ત્યા તેને અટકાવતો ભયકર વિચાર તેના મસ્તિકમા ઘુસ્યો જો લાલ ચાવીવાળુ રાઢવુ તે કાપે, તો સાકળોથી જકડેલો પોતાનો પતિ ટોપલી ઉધી વળતા મગરોના મ્હોડામા જઇ પડે છે. અરે કેટલું ભયકર કાર્ય! આથી વધારે ભયકર ખ્યાલ આ કંગાળ સ્ત્રીને બીજો તે કયો હોય! તે બીચારી બધી રીતે મુઝાઇ તેના દુઃખની હવે પરિસીમા આવી

પણ જો તે આસમાની ચાવીવાળુ રાઢવું કાપે, તો કાળી માતાની પવિત્ર કોટડી તેને માટે ખુલ્લી થાય તે સ્નાન કરે અને વસ્ત્ર બદલે–પણ કયા વસ્ત્રો! વિધવાનાં!

શિવ ! શિવ ! વિધવાના વસ્ત્રો પ્હેરવાના મળે ! ખરેજ તે રાંઢવું કાપતાં પૂર્વવત તેના સ્વામીવાળી ટોપલી ઉંધી વળી જઇ તે મગરોનો ભોગ થઇ પડે, અને તે મ્હોટો પથ્થર પણ છુટો થઇ નીચે પડેલા બાળકને પોતાના ભારે વજનથી દબાવી કચડી નાખે આ દોરડું કાપેથી એક ઘાથી બે પક્ષી મરે એમ થાય જો પોતે કાંઇપણ ન કરે, આત્મહત્યા ન કરે, આ બેમાંથી એક પણ રાંઢવું ન કાપે, તો ખુલ્લી રીતે એ ત્રણે જણ ભુખમરાની સંપૂર્ણ પીડા અનુભવતા રીબાઇ રીબાઇને મૃત્યુવશ થાય અરેરે ! અરેરે ! આથી બીજુ વધારે દુઃખ કયું હશે ! આથી બીજી વધારે ક્રૂર શિક્ષા કઇ હશે ! આ દેખાવ બીચારી કંગાળ મહાત્માને છળાવવા બસ હતો. તે છળી-ગાંડા જેવી થઇ ગઈ વાળ પીંખવા લાગી-રૂદન કરવા લાગી પણ નિરૂપાય !

કોઇ પ્રાણી આટલા વખતમાં તે ચોકમાં કે તેમની નજીક સુદ્ધા પણ ફરકયું નહતું તેનું બાળક ભુખથી તરફડતું છાતી ફાડી નાખે એમ રૂદન કરતું કરતું આખરે થાકીને દુઃખથી ભરેલી નિદ્રામાં પડયું તેનો પતિ પણ શાંત હતો દેખીતી રીતે તે પણ થાકી ઉંઘમાં પડયો હોય એમ લાગતું હતું માત્ર તે પોતે જ હજુ આ દુઃખના દરીયામાં તેની તીવ્ર વેદના અનુભવતી—જીવતી જાગૃત હતી.

વારંવાર પુનઃ પુનઃ એક પછી એક ઠરાવોના વિચાર

તેના મગજમા ભમવા લાગ્યા ઘડીકમા એક માર્ગ સુઝે તો ઘડીકમા બીજો પોતે આત્મહત્યા કરવી અને બાળકને પાછળ મુકી જવો, યા તો સ્વામીની ખુની બની બાળકને મળવું, સ્વામી તથા બાળકને મારી શાતિના માર્ગમા જવું અને પ્રેમનુ પ્રાયશ્ચિત્ત કરવુ કોઇપણ પગલું ન ભરતા પોત ભુખે મરવું અને સાથે પોતાના પતિ તથા બાળકને તેવી જ સ્થિતિમા જોવા પોતાના વ્હાલા પતિ અને નજીક નિરાધાર બાળકને સુકાતા જોતા દુખના દિવસો કાઢવા ! પોતે પ્હોચી શકે ત્યા પોતાની જ સમક્ષ અનાજનો ભંડાર જોવો અને પોતાના વ્હાલાઓને ભુખથી ટળવળતા મરવા જોવા ! તે અનાજને મેળવી શકે તેમ ન્હોતુ. તે પોતે અનાજને મેળવવા જતાં એક અથવા બીજું જીવનદોરીરૂપ–નશીબદોરીરૂપ તે રાઢવું કાપવું જોઇએ. તે કાપ્યા વગર અનાજને પ્હોચાય તેમ નહોતું.

એટલામા તેને કાને મહન્તનો ઘાડો અવાજ ભણકારા કરતો અથડાયો "તને મ્હારી નાખવામા નહી આવે પણ ત્હારૂ જીવન, ત્હારા પોતાના હાથમા રહેશે ત્હારા બાળકને જીવતું રાખવામા આવશે, પણ તેનુ અભાગી જીવન કે મૃત્યુ તે ત્હારા પોતાના હાથની વાત છે પણ, તે બળવાખોર, ગાહત્યારા, નીચ અધમ યવનને તો ત્હારે પોતાને હાથે જ આ દોરડું કાપી કમોતે ભયંકર રીતે મોતને

આધીન કરવો પડશે એમ કરેથી જ તું અને ત્હારૂ અપવિત્ર બાળક બચી શકશો એ શીવાય બીજો એક પણ માગ નથી-સમજી-શાંતિનો માર્ગ એજ-ત્હારા એ અતિ ઉદ્ધત કૃત્યનુ પ્રાયશ્ચિત્ત પણ એ જ-હજુ સમજ !”

મહન્તના આ કઠોર શબ્દો તેના હૃદયમા કોરાયા હૃદય કમ્પ્યુ-મુઝવણ થઇ-વિમાસણમા ફસાઇ, ઉલટાસુલટા વિચારોથી ચગડોળે ચઢી, કોઇપણ ઠરાવ પર આવવુ અશકય હતુ વિલબનુ પરિણામ નાશરૂપ હતું. તે હિંદુ હતી કાળી માતાનો કોપ ખરેખર તેના ઉપર ત્રુટી પડયો છે એમ તેને લાગ્યુ તે અત્યત ગભરાઇ ગઇ હતી શાંતિનો માર્ગ તેની નજર સમક્ષ તેને આકર્ષતો દેખાયો. જો તે હવે જીવતી રહે, તો તેને વિધવા તરીકે જીવન ગાળવુ પડશે પણ જીવતું રહેવુ, કાળીના કોપમાથી બચવુ, પોતાપરનો ભયંકર શ્રાપ, અને વિધવા તરીકે હિંદુધર્મમા દાખલ થઇ જીવવુ, એજ શાંતિનો માર્ગ તેને લાગવા માડયો પરતુ તે શાંતિનો માર્ગ ગ્રહણ કરવા, નિરાધાર બાળકના પિતા, તે પોતાના વ્હાલા પતિને મારવો, એ હતુ આવી રીતે ભયંકર વિચારોની મારામારી તેના મસ્તિકમા એકસરખી ચાલવા લાગી અને તેને વધારે ને વધારે ગુચવવા લાગી.

શાંતિનો માર્ગ તેને ઘણો જ લલચાવનારો દેખાયો

તે હજુ યુવાન હતી. તેને મરવુ વિષમ લાગ્યુ તે વ્હેમી અને ભાવિક હતી તેનામા હિંદુધર્મના મૂળ—તેમજ વ્હેમ—કાળીનો કોપ વગેરે વિચારો ઘણા ઊંડા બેસી ગયા હતા. આત્મહત્યા કર્યાથી પુનઃ અવતારોમા એવી ને એવી જ આફતો આવશે, એ વિચાર આવવા લાગ્યા. ત્યા કાળી માતાનો ભયંકર કોપ નજર સમક્ષ ખડો થયો તેમાથી છુટવા, શ્રાપમાથી મુક્ત થવા—મહન્તે સૂચવેલો શાતિનો માર્ગ પકડવા મન ખરેખર આકર્ષાયું. આ સર્વ વિચારો તેને મજબુતીથી આ શાતિના માર્ગ પ્રતિ ઘસડવા લાગ્યા

પણ બીજી તરફ તેનો પવિત્ર સ્તીધર્મ—તેના સ્વામી પ્રત્યેની તેની પવિત્ર ફર્જ—તેના પતિપરનો તેનો પ્રેમ—પ્રેમ કે, જે દુખોમા—આપત્તિમા વધુ ને વધુ પ્રબળ થતો જાય છે, તે પ્રેમ તેના મનમા અસ્ખલિત લડાઇ ચલાવી રહ્યો હતો શુ આ શાતિના માર્ગ માટે પોતાના પતિનો ભોગ આપવો ? શુ પોતાના વ્હાલા પતિના બલિદાનથી પોતે જીવી આ જગત્મા રહેવુ ? શુ પતિવગરનુ જીવન કાંઇ કિંમતી છે ? શું તે તેને પ્રિયકર—શ્રેયસ્કર થશે ? આવા ભયંકર પરિણામને સાટે પોતાનું જીવન સુખી થશે ? પોતે પોતાના નિર્જીવ જીવનના લોભે પોતાના વ્હાલા સ્વામીનો નાશ કરે ? નહી ! નહી ! આ વિચારે તે થરથર કંપવા લાગી તે અનેક શોકગ્રસ્ત વિચારોના વમળમા ગોથાં ખાવા

લાગી. ઉલટસુલટા વિચારોએ તેને મુંજવી નાખી આખરે તે મૂર્છા ખાઇ જમીનપર પડી મન જાગૃતઅવસ્થામા પણ તેને વશ ના હતુ અસ્તવ્યસ્ત મને એક ચિત્ર ખડું કર્યું. દોરી કાપી વ્હાલાને સ્વધામ પ્હોચાડી પ્રાણત્યાગ કરૂ છરા! તને મ્હારા હૃદયમા સ્થાન આપુ! અરેરે! અરેરે! આ અધમ કૃત્ય મ્હારાથી કેમ થાય? અરેરે! શું એવું કૃત્ય કરી, સાતભવ હુજ મ્હારા બાળકનો, પતિનો કાળ થાઉં? નહીજ, કદીજ નહી! એ ઘોર કૃત્ય મ્હારે હાથે કેમ થાય? પ્રભુ! પ્રભુ! તુજ મ્હારો બેલી છે. વિધાતા પ્રબળ છે. પણ મન માનતું નથી, ને સાક્ષી પુરતુ નથી—અરે! સ્હેલો રસ્તો તો એજ છે કે, આ છરો મારી હું મરૂ. પણ, આ બેની દશા શી થશે? ઓ ભગવાન! ઓ ચડી! ઓ દેવ! ત્હારો ભેદ કળાતો નથી! હું અનાથ છુ દયા! દયા! હાય! શું થશે? કેમ કરૂ? શું થશે? કાંઇ કળાતુ નથી. પ્રભુ! પ્રભુ!"—આમ બોલતા તે નિદ્રામા પડી. થોરા સમય પછી ચમકી—જાગીઉઠી—ઘોર અંધારૂં-કાળી રાત્રી—પ્રભાત પૂર્વનો સમય હતો—શાંતિ પૂર્ણ હતી—ભાન આવતા બેઠી થઇ—આંખો ચોળી—ધારી ધારી જોવા લાગી—બાળક સ્વસ્થ પડયું હતુ. પતિ તરફ દૃષ્ટિ ફેંકી; તો, માત્ર ટોપલીની દિશામાંથી અલ્હા! અલ્હનો ધીમો સ્વર નિશ્વાસ સાથે આવતો હતો—

"ક્યા પાપ કીયા—કે એ દશા હુઇ—રહીમ રહેમ કર, દાદાર દાદ હૈ. મરનેકા ડર નહી—મ્હે સીતમ સજાકુ લાયક નહી મેને-બેવફાઇ કી નહિ-લેકીન પાદશાહત ચાહી ને શીકસ્ત મીલી—સજા પાઇ—ક્યા સીતમ હુવા—હીંદવાની ઓરતકે સાથને નેકા કીયા—ઇશ્કકે ફ્રંદેમે ફસા—યહ દુનીઆકી લાલચોમે ગીરફતાર હુવા—ઇશ્કકી નિંદમે સોનેવાલા લોકો જાગો, ઓર મેરા હાલપર ખ્યાલ કરો—અલ્હા, તુંહી નિગેબાન હે! મેરી નાવ તેરે હાથ! બદા તૈયાર હે! દુનીયા દેખી—ઇશ્કકી લહેજત ચખ્ખી! અબ સજા સહેતે હય! મરનેકું તેયાર હુ—ડરતા નહી હુ—સીપાઇબચ્ચા હુ—ગરદન હાજર હે-મગર કિસ્મતમે બુરી મોત હે—જો આયા હય, ઉસકુ જાનાહી હય! એક બખ્ત જાને હય તો પીછે ક્યા ડર હય—મેં તેયાર હુ"—અલ્હા, અલ્હાના ધીમા ધીમા પોકારોના ભણકારા માત્ર રહી ગયા.

વખત વ્હેતો ગયો. રાત્રી વીતવા લાગી. બેબાકળી અહુમ્મા આમતેમ જોતી હવી, ત્યા તેનું કમભાગી બાળક તીવ્ર ભુખની વેદનાથી ડુસ્કા ભરતું સતત રડવા લાગ્યું. રડતા થાકયું, અને હવે તે સુકુમાર ફુલ પુરૂં રડી પણ શકતું નહતું. વચમાં વચમા ત્રુંક ત્રુટક નીકળતો અવાજ દુઃખી માતાને વધારે ચિત્તક્ષોભ કરતો અને વલખા મરાવતો હતો. માતાનુ હૃદય ફાટી જતું હતું. "હાય મ્હોરા

બાલુડા ! હાય મ્હારા બાલુડા !" શિવાય બીજા વચનો તેના મ્હોમાંથી નીકળતા નહોતા. તેનાથી દુઃખ હવે સહન થઈ શક્યુ નહી. તે સફાળી ઉઠી ને દિવ્યચક્ષુ ઉઘડ્યા-જ્ઞાન આવ્યુ-ભાન થયું-સંસારનુ અવલોકન જાગૃત થયું, તેની આંખો ચમકવા લાગી. એક પળમાં વિચાર આવ્યો-એકદમ છરો હાથમાં લીધો-ઝરતજ કાંઈ સ્ફુર્યું હોય એમ લાગ્યું. છરો પોતાની છાતી સામે ઉગામ્યો અને બોલી ઉઠી:—

"બસ ! હવે આજ ઉપાય-જીવ ચાલ તૈયાર થા-ત્હારે માટે શાંતિનો માર્ગ આજ છે-પ્રેમનું પ્રાયશ્ચિત્ત પણ આજ છે-હાથ ! ત્હારામાં હવે બળ આવો-હવે એકજ નિશ્ચય ! હુ કોણ ? અને મ્હારી આ દશા !' આ વિચારે તેના મનને વળી ડગમગાવ્યું. વળી કાંઈ વિચાર આવ્યો. "હુ કોણ ? મહારાજ વિરૂપાક્ષની એકની એક પુત્રી ! વિજયાનગરની રાજબાળા ! દરબારનુ રત્ન ! અરેરે ! અરેરે ! મ્હે દુષ્ટાએ મ્હારી સ્થિતિ-મ્હારો દરજ્જો-મ્હારો પવિત્ર ધર્મ વીસરી જઈ, એક મુસલ્લા જોડે પ્રેમ કીધો-તરકડા જોડે પ્રીતિ બાંધી,-ઊંચ પાયરી ઉપરથી સરી જઈ તેની થઈ-પરણી-પુત્ર થયો-હાય ! મ્હેં ગજબ કર્યો-પતિએ લોભ કર્યો-લડાઈ કરી-કેદી થયા-ત્યારે આ દશાને પ્રાપ્ત થયા વેર -વેર ત્હારૂ ડંખો ઝેરી નાગ કરતા પણ ભુંડા છે-નરસિંહ નરસિંહ ! ત્હે ત્હારૂ વેર લીધુ. લીધે-લીધુ તો ઇશ્વર



એકદમ છરો હાથમા લીધો . . . . છરો છાતી સામે ઉગામ્યો

Lakshmi Art Bombay 8

મ્હારૂં ભલું કરો-કાળી તને ક્ષમા આપો ! હશે-પણ મ્હેં સંસારનું સુખ જોયું-દુ:ખ જોઉં છું-હું પ્રેમનો ભોગ થઇ પ્રેમમાં બંધન-નાત જાત હોતા નથી, તેનું મને ભાન થયું ! પ્રેમ પવિત્ર છે-તેનો આ બધો સામાન છે-તેનાથી હું આ દશાએ પ્હોંચી દેવ ! મ્હારો ભેદ કોઈ પામ્યો નથી. નીરાશા જતી રહી છે-મન શાંત થવા આવ્યું છે-હૃદય સ્થળ્યું છે પ્રભુ આ અતિ દુ:ખ ભવિષ્ય જન્મના સુખનું સાધન જ હશે-પ્રભુ-ચંડી-માતા માતા મ્હેં પાપ કર્યાં નથી-અવરની ઇચ્છા રાખી નથી. હૃદયે માનેલો વર વરી-તે મુસલમાન હતો તો શું થયું ? પણ હું તેની સાથે પવિત્ર પ્રેમની ગાંઠથી બંધાઇ હતી તે મ્હારો સ્વામી છે ! તે મ્હારો છે-હું તેની છું, અને તેની જ રહીશ ? તેને માટે-પ્રેમ માટે દુ:ખો ભોગવવા પડે છે-કષ્ટ-દુ:ખ-આપત્તિ પ્રાણિ-માત્ર માટે છે-જાનકીને ઓછું દુ:ખ પડ્યું-પાંચાળી ! ત્હારી અવદશા કાંઇ ઓછી થઇ હતી ! દમયંતી ! ત્હારા દુ:ખમાં શી બાકી હતી !-તો હું તે શી વીસાતમાં !-હું કોણ ! લૌકિક આચાર વિચારથી ભ્રષ્ટ થયેલી-પાપિણી !-દુષ્ટા !-નહી ! નહી હું તો પ્રેમની ભોગ થયેલી છું કોકો ! એમ તે કહો-પિતા, પૂજ્ય પિતા તમે કેમ ભુલી ગયા ! અરે પિતાનો શો દોષ ? પ્રધાન, રાજગુરૂનો પણ શો દોષ ?-દોષ મ્હારા કર્મોનો ! મ્હારા આગલા ભવના કર્મો મ્હારા સુખની આડે આવતા હશે ! તેમને મ્હારા સુખોની અદે-

ખડ્યું થઇ હશે ! તેથી તે કર્મોની સજા ભોગવવી પડે છે. સજા ભોગવવા તૈયાર છુ. હવે ડર રહ્યો નથી પ્રભુ ત્હારે શરણે છું. પ્રભુ ! પ્રભુ ! તું જ દયા કર. માતા તમારૂ ચંડીરૂપ મને ભયાનક લાગતુ નથી. હું તમારી બાળકી છું. મરવું છે—એક વાર મરવું છે ! જન્મ્યુ તે મરવાનુ જ. વિધાતા ત્હારી ખુબી સમજી. લખ્યા લેખ મિથ્યા થયા નથી વ્હાલાઓને મારી મરવુ વધારે પાપ કરવા જેવું છે મ્હારે હુ થે મરવુ—આત્મહત્યા કરવી બહેતર છે. દેખવુ એ નહી, ને દાઝવુ એ નહી—માતા મ્હારા બલિદાનથી મ્હારા પુત્રને પતિને સુખ આપજે ! તેમના કષ્ટ કાપજે ! આત્મ-ભોગના નૈવેદ્યથી માતા તને મનાવુ છું પ્રસન્ન થજે. મ્હારા પતિને સુખી કરજે—મ્હારા કમનસિબ પુત્રનું ભાગ્ય સુધારજે ! અરેરે ! આત્મહત્યા કરવાની સજા બાકી રહી છે ? પણ તે વગર હવે બીજો રસ્તો નથી પ્રધાનનું ધારેલુ થવાનું. પુત્ર ભુખે ટળવળી મરી જશે. સ્વામીનું પણ તેમ જ થવાનુ આવું દુઃખ ક્યાસુધી જોવુ મ્હારે પણ મરવુ તો છે જ ઇશ્વર ! લાચારીએ આ અઘોર કૃત્ય કરૂં છું. ક્ષમા કરજે જગત્ જનની મ્હારૂ આ પાપ માફ કર ! મ્હારા પ્રાણ હરતા વ્હાલાઓના દુઃખો નિવારજે જનની ત્હારૂ વદન પ્રસન્ન દેખાય છે ! માતા ! તમારી કૃપા થઇ—માતા ! હવે શાંત મનથી આ સુખદાયી છરાને મ્હારા હૃદયને અર્પુ છુ પ્રભુ ! માતા ! પ્રેમનું પ્રાયશ્ચિત્ત કરૂં છું.—શાંતિનો માર્ગ

સ્વીકારૂં છું-સ્વામિનાથ મને માફ કરો. આપણે હવે સ્વર્ગમાં મળીશું. મ્હારા નિર્દોષ બાળ! માતા ચંડી ત્હારૂં રક્ષણ કરો-સ્વામિ! સ્વામિ! માફ કરો આ દુષ્ટને લીધે આપ આ સ્થિતિએ પહોંચ્યા. આપણે પવિત્ર સ્વર્ગમાં જ્યાં સકળ પ્રેમ છે, ત્યાં જ મળીશું મ્હારા વ્હાલા તમને છેલ્લા પ્રણામ છે-હું આવું છું-હું આવું છું જય દુર્ગા-જય કાળી -કાળીમાતા ત્હારે શરણે છું-આવું છું. ખરો શાંતિનો માર્ગ-પ્રેમનું પ્રાયશ્ચિત્ત એ જ-એ જ છે-ઓ વ્હાલા! હું જાઉં છું. મને ખરૂં સુખ આપનાર છરા તું ત્હારૂં કામ કર! પ્રિય હૃદય તું તેનો સ્વીકાર કર-આલિંગન દે—" છરો ભોંકાયો-રૂધિરની ધારા ઉડી-ધરણીપર પડી-પડતાં "ઓ ઇશ્વર હું મરૂં છું-વ્હાલા છેલ્લા પ્રણામ-ઓ ઇશ્વર-ઓ-મા... ..તા .......દ. ....ચા.... .ક્ષ ..મા......ઓ . ..એ . ...." ચૈતન જતું રહ્યું અને દુખી મહાત્મા શબવત્ થઇ ગઇ

સર્વ શાંત થયું-અજ્ઞાત પડેલા જ ભુખે ટળવળતું બાળક-અભાગી કુમળું બાળક-ફુલ આ ફાની દુનીયાં ત્યજી માતાને પથે પડ્યું.

પ્રધાન નરસિંહ પણ તે જ વખતે કારાગૃહની તપાસ માટે આવી પહોંચ્યો. આવી જોયું તો એક તરફ ભોંયરામાં લોહી લુહાણ પડેલી શબવત મહાત્મા-બીજું ગુફામાં મર-

ઘુની ગાઢનિદ્રામા પડેલ કરમાયેલ ફુલ બાળક આ દેખાવ જોઈને તે મલકાયો. પોતાનુ વેર પુરૂ થયેલુ લાગ્યું. તે જરા ઠમકયો–પણ આ બધાનુ કારણ–યુસફને જીવતો દેખી તેને પોતાના સર્વ ક્રોધાગ્નિમા પૂર્ણાહુતિનું બલિદાન તરીકે આપ્યો–તરત જ મલુમ્બાવાળી ગુફામા ઘુસ્યો–એકદમ રક્તપૂર્ણ ઘર.ને ઉચકી સંધાન કાપી નાખ્યુ–બંધન કપાતા ધબ દઈને રોપલી તળાવમા ઉથલી પડી–અલ્લાનો જીણો ધ્વનિ નીકળ્યો

પ્રેમનુ બલિદાન અપાયું–પ્રેમનુ પ્રાયશ્ચિત્ત પૂર્ણ થયુ અને પ્રેમના ભકતો પ્રેમના પિતાને શરણે ગયા! * *



